-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી


# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, સપ્ટેમ્બર-૨૦૧૩, અંક-૯

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org
View Us: www.youtube.com/SwaminarayanGurukul
Find Us: www.facebook.com/GurukulParivar


## ઝાંઝર ઝમ ઝમાઝમ બાજે રે...

રંગભુવનથી નીસરી રાધાજી સૈયર સાથ,
સાંવરિયોજી સામે મળીયા
ઝાલ્યો એણે હાથ.
ઝાંઝર ઝમ ઝમાઝમ બાજે રે
ઝણણણ ઝણણણ ઝમ ઘરરર ઘરરર ઘમ...
આભે ઊગ્યો ચાંદલીયો ને પડી પટોળે ભાત,
ભાતે ભાતે હીરા જડીયા
મોંઘી એની જાત...ઝાંઝર
નીલમવરણી ઓઢણિયું ને તારલિયાળી ભાત
ભાલમાં ચાંદલિયા ચોડ્યા
પિયુમિલનની રાત...ઝાંઝર
મહેલે બોલે મેનારાણી વનમાં બોલે મોર,
કાલિંદીને કાંઠે ઓલી
કોયલનો કલશોર...ઝાંઝર
અમરત ઝરતી આંખલડીને જોબન ઝરતાં અંગ,
ગોરી ગોરી રાધા નાચે
સાંવરિયાને સંગ...ઝાંઝર
ઝૂમે ગગને ચાંદ સિતારા ઝૂમે બદરી કારી,
મીઠી મીઠી મોરલડી પર
ઝૂમે મહેફિલ સારી...ઝાંઝર
મોતીડાંની માળા તૂટી છૂટી અંગીયા સારી,
મિલે અંકભર રાધા માધવ
છૂટી દુનિયાદારી...ઝાંઝર

- સ્વામી માધવપ્રિયદાસજી

# નવરાત્રિ પર્વ

પ્રિય વાચકો....

જય શ્રી સ્વામિનારાયણ.

સ્વામિનારાયણ ભગવાનનાં સર્વજીવહિતાવહ સંદેશાઓને સદ્‌વિદ્યા પ્રવર્તનનાં માધ્યમથી પ્રગટ થતું 'ગુરુકુલ દર્શન' સામાયિક આ અંકમાં નવરાત્રિ પર્વની મીમાંસા લઈને આપની સમક્ષ ઉપસ્થિત થયું છે.

આજનાં આધુનિક યુગનાં સંદર્ભમાં થોડું ચિંતન કરજો અને પછી પ્રશ્ન કરજો કે,

શા માટે આ અંકમાં નવરાત્રિ પર્વ અંગે લેખન સામગ્રી પીરસી છે?

નવરાત્રિ એટલે શું માત્ર રાસ-ગરબાનો કાર્યક્રમ?

શહેરમાં અને ગામડાઓમાં યોજાતા રાસ-ગરબાનાં ઉત્સવો શું આજે પરમાત્માની શક્તિની આરાધના કરે છે?

આ નવ દિવસમાં શું શું થાય છે?

આ નવ નવ રાત્રિઓ કેવી રીતે પસાર થાય છે?

રાસ-ગરબા નિમિત્તે સ્ત્રીમાં શક્તિસ્વરૂપનાં દર્શન થાય છે કે પછી પરસ્પરની કામુક લાગણીઓને છૂટો દોર અપાય છે?

રંગબેરંગી વસ્ત્રોમાં સજ્જ થઈને રાત્રે ફરવા નીકળતી માતાઓ, દુષ્ટ વિચારો અને બહેકી ગયેલી વૃત્તિઓ સાથે ઘૂમતા દીકરાઓ આજે સ્વયં માતા જગદંબાને શરમ આવે એવા આચરણ કરે છે !!!

ઉત્સવ અને મહોત્સવનાં માહોલમાં ચાલતી આ ભ્રષ્ટતા સામે કોઈ કાંઈ કરી શકતું નથી, ત્યારે આ નાનકડી દીવાસળી પેટાવવાનું કામ કરવા આ સામાયિક પ્રયત્ન કરે છે.

'સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે' આ હેતુને નજર સમક્ષ રાખીને આપણાં નવરાત્રિ પર્વની ગરિમા જાળવવા થોડોક તો પ્રયાસ આદરીએ !!!

માત્ર નવરાત્રિ પર્વ જ શા માટે ? આપણા પ્રત્યેક ઉત્સવને-તહેવારને આપણે આપણી ભોગવૃત્તિનાં સાધન બનાવી દીધા હોય એવો માહોલ સર્જાયો છે.

જન્માષ્ટમી મહોત્સવ શું જુગાર ખેલવા માટે છે?

ભગવાનને નામે, માતાજીના નામે, કહો કે ધર્મનાં ઓઠા હેઠળ ચાલતાં આ ધતિંગો સામે સત્યનિષ્ઠ ધાર્મિક વર્ગ મૌન બેસીને ક્યાં સુધી જોયા કરશે?

આવા વિચારોથી પ્રેરાઈને આ ગુરુકુલ દર્શનનાં આ અંકમાં નવરાત્રિની સાચી વિભાવના પ્રગટ કરવાનો પ્રયાસ કરી રહ્યા છીએ.

કેટલાક સત્ત્વશીલ લેખકોએ પણ આ અંકમાં સેવાભાવનાથી લેખો લખી મોકલ્યા છે, તેમ જ આપણાં સંતો તેમજ ધર્મગુરુઓ સાથે નવરાત્રિ પર્વ અંગે જે સંવાદ રચાયો છે તેનાં કેટલાક અંશો આ અંકમાં વ્યાપક વિચાર વિમર્શ માટે પ્રકાશિત કર્યા છે.

આપ વાચકવર્ગ તરફથી જે કોઈ ભલામણ, સૂચનો કે માર્ગદર્શન પ્રાપ્ત થશે તેનો અમે સહર્ષ સ્વીકાર કરીને આગામી અંકોમાં વિશેષ સમજદારી ભર્યું સાહિત્ય પીરસવાનો પ્રયાસ કરીશું.

- સંપાદક મંડળ, ગુરુકુલ દર્શન

# શક્તિ તત્ત્વની વિભાવના

- નિસર્ગ આહીર

ભારતમાં શક્તિતત્ત્વનાં કર્મ, રૂપ, ગુણ, શક્તિનાં જે પાસાંઓ દર્શાવવામાં આવ્યાં છે તે વિશ્વમાં બીજે ક્યાંય નથી. શક્તિતત્ત્વ અહીં અનેક આયામી અને અનેક સ્તરીય છે. જગતમાં જે કંઈ સત્ય, શિવ અને સુંદર છે તે તમામ શક્તિમાં સમન્વિત છે. શક્તિ જ સમષ્ટિરૂપ છે. જ્ઞાન, કલા, શુચિતા, પવિત્રતા, લજ્જા, ચેતના, ઉદારતા, બુદ્ધિ, અનંતતા, અસીમતા જેવા પરમ જીવનાંગોની અધિષ્ઠાત્રી શક્તિ જ છે.

'શક્તિ' શબ્દને અનેક રીતે વ્યાખ્યાયિત કરવામાં આવે છે. शक्लृशक्तौ ધાતુ વડે क्तिन् પ્રત્યય કરવાથી શક્તિ શબ્દ સિદ્ધ થાય છે. કારણ કે વસ્તુ પદાર્થમાં જે કાર્યોત્પાદન માટેનો ઉપયોગી અપૃથક્સિદ્ધ ધર્મવિશેષ, છે એને શક્તિ કહે છે.

આ અર્થમાં કારણમાં અપૃથક્સિદ્ધ બનીને રહેનાર કાર્યોપયોગી ધર્મ અથવા વિશેષણ એટલે શક્તિ. અન્ય એક મત પ્રમાએ શક્તિ શબ્દ शक्  ધાતુમાંથી નિષ્પન્ન થયેલ છે. આ અર્થમાં શક્તિ એટલે ઈષ્ટ કાર્ય સધાવી શકે તેવું સામર્થ્ય. દેવી ભાગવત કહે છે કે श નામ ઐશ્વર્યનું અને क्ति નામ પરાક્રમનું છે. ઐશ્વર્ય-પરાક્રમસ્વરૂપ અને બન્નેને પ્રદાન કરનારને શક્તિ કહે છે.

'શક્તિ' શબ્દ અનેક અર્થના વાચક છેઃ સામર્થ્ય, બળ, ઉર્જા, સ્રોત, ચેતના, ધારિતા, પરાક્રમ, ઈત્યાદિ ઉત્પત્તિ, સ્થિતિ, લય, સંવર્ધન, પોષણ, વહન, વિસ્તરણ, પરિવર્તન, પુનઃ સર્જન, નવચેતન ઈત્યાદિ આ શક્તિ તત્ત્વનાં લક્ષણો છે.

એક અર્થમાં શક્તિ તમામ સર્જનાત્મક, પોષક અને પાયાનાં તત્ત્વો સાથે સંકળાયેલી સંજ્ઞા છે. શક્તિ નિરાકાર સ્વરૂપે સિદ્ધાંત કે સત્ત્વરૂપ છે સાકાર સ્વરૂપે દેવીરૂપ છે. દયા, ક્ષમા, નિદ્રા, સ્મૃતિ, તુષ્ટિ, મતિ, વાણી, ક્રિયા ઈત્યાદિ શક્તિનાં નિરાકાર સ્વરૂપો છે. સરસ્વતી, લક્ષ્મી, મહાકાલી, રાધા, સીતા, પાર્વતી ઈત્યાદિ શક્તિનાં દેવી સ્વરૂપો છે.

શક્તિતત્ત્વ સમગ્ર વિશ્વમાં વ્યક્ત અને અવ્યક્તરૂપે વિલસે છે. જેમ કે પ્રકૃતિમાં તે સૂર્યની પ્રભાશક્તિ, અગ્નિની દાહશક્તિ, વાયુની પ્રાણશક્તિ, ધરાની ધારણાશક્તિ, ચંદ્રની શીતશક્તિ ઈત્યાદિરૂપે વિલસે છે. આ શક્તિને સાધના દ્વારા વિકસાવી પણ શકાય છે. જેમ કે તપ વડે ક્રિયાશક્તિ, વિદ્યા વડે જ્ઞાનશક્તિ, ધ્યાન વડે ઈચ્છાશક્તિ ઈત્યાદિને વિકસાવી શકાય છે. આ શક્તિ જ જગતની બહુસ્તરીય લીલાની સ્વામિની અને વિસ્તારિકા છે. વ્યક્તિથી લઈને સમષ્ટિ સુધી તે સતત કાર્યરત છે.

શક્તિને સામાન્ય રીતે ત્રણ પ્રકારની માનવામાં આવી છેઃ પૃથ્વી, જળ ઈત્યાદિ પંચભૂત અને તેના કાર્યમાં રહેલી એવી જડરૂપ શક્તિ તે અધિભૂતશક્તિ, ઈન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર અને અગ્નિ ઈત્યાદિ ઉપકારક દેવવર્ગમાં રહેલી જડચેતનરૂપ શક્તિ તે અધિદૈવિકશક્તિ અને જીવ તથા ઈશ્વરાશ્રિત એવી ચેતનરૂપ શક્તિ તે અધ્યાત્મશક્તિ.

'વિષ્ણુપુરાણ' કહે છે કે સર્વ ભાવમાં ભિન્ન શક્તિઓ છે, જેનું ન તો આપણે ચિંતન કરી શકીએ છીએ ન તો એ આપણા જ્ઞાનનો વિષય બની શકે છે. એમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે સમસ્ત જગત બ્રહ્મની શક્તિ છે. અર્થાત્ બ્રહ્મતત્ત્વમાં જે કંઈ થાય છે તે બ્રહ્મશક્તિ વડે જ થઈ શકે છે. સૃષ્ટિ એટલે જ બ્રહ્મશક્તિનો વિલાસ.

શક્તિદર્શન અનુસાર જ્યારે માતૃશક્તિ સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે ઉદ્યત થાય છે ત્યારે તે છવ્વીસ રૂપોમાં વિભક્ત થઈને અનંતકોટિ બ્રહ્માંડનું સર્જન કરે છે. આ છવ્વીસ તત્ત્વો આ પ્રમાણે છેઃ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, કર્ણ, ત્વક્, ચક્ષુ, જિહ્વા, નાસિકા, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ, પુરુષ, કલા, અવિદ્યા, રાગ, કાલ, નિયતિ, માયા, શુદ્ધિ વિદ્યા, ઈશ્વર, સદાશિવ, શક્તિ અને શિવ.

આ બધી બાબતો પરથી એમ ફલિત થાય છે કે આ સૃષ્ટિમાં કે પ્રકૃતિમાં કોઈ એવો પદાર્થ નથી જેમાં કોઈ ને કોઈ પ્રકારની શક્તિ ન હોય. વસ્તુપદાર્થમાં પોતપોતાના પ્રમાણમાં ઓછી કે વધારે, વ્યક્ત કે અવ્યક્ત શક્તિ હોવાની જ. આ અર્થમાં જોઈએ તો શક્તિ અનંતરૂપિણી છે.

સૃષ્ટિમાં જે પણ કંઈ સર્જન, સંવર્ધન, પોષણ, પ્રેરણા, ગતિ, બળ, સામર્થ્ય ઈત્યાદિ સાથે સંકળાયેલ તત્ત્વ છે તે શક્તિ છે. આપણે એને વ્યવહારમાં અનેક રૂપે પ્રયોજીએ છીએ. જેમ કે વિચારશક્તિ, શબ્દશક્તિ, વાણીશક્તિ, કર્મશક્તિ, જલશક્તિ, જનશક્તિ, સહનશક્તિ,

અનુસંધાન પાના. નં. ૧૧ ઉપર

# પુષ્ટીમાર્ગીય નવરાત્રિ
# નવધાભક્તિ

- હેમાંગભાઇ શાસ્ત્રીજી

સનાતન ધર્મમાં ઉપાસનાની ભિન્ન ભિન્ન ધારાઓનો સ્વીકાર થયેલો છે. જેમાં પાંચ મુખ્ય ધારાઓમાં ૧. વૈષ્ણવધારા, ૨. શૈવધારા, ૩. ગાણપત્યધારા, ૪. શાક્તધારા અને ૫. સૌરધારા પ્રચલિત છે. આ ઉપાસનાધારાઓ વ્યક્તિની (સાધકની) સ્વાભાવિક વૃત્તિ અનુસાર લક્ષ્યસુધી સરળતાથી પહોંચાડનારી છે.

વૈષ્ણવધારામાં ભગવાન શ્રીનારાયણ અને તેના વિવિધ અવતાર સ્વરૂપોની ઉપાસના થાય છે.

શૈવધારામાં ભગવાન ભોળાનાથ-શિવ-શંકરની ઉપાસના કરવામાં આવે છે.

શાક્ત પરંપરામાં શક્તિનાં વિવિધ સ્વરૂપોની ઉપાસના પ્રચલિત છે, જેમાં મહાસરસ્વતી, મહાલક્ષ્મી અને મહાદુર્ગાની ત્રિવિધ રીતે નવદુર્ગાની ઉપાસના થાય છે.

ગાણપત્યધારામાં મહાગણપતિની ઉપાસના અને સૌરધારામાં ભગવાન સૂર્યનારાયણની ઈષ્ટદેવ તરીકે ઉપાસના થાય છે.

ભારતવર્ષમાં આચાર્યોએ પોતાનાં મત-સિદ્ધાંત પ્રસ્થાપિત કર્યા છે. તેમાં મુખ્ય આધાર પ્રસ્થાનત્રયી છે. - ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ ભગવદ્ગીતાનાં આધારે મતો પ્રસ્થાપિત થયા છે, તેમાં પુષ્ટીમાર્ગીય મત સિદ્ધાંતનાં સ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુએ વેદ-ગીતા-બ્રહ્મસૂત્ર આ પ્રસ્થાનત્રયી સાથે શ્રીમદ્ભાગવતને ચતુર્થ પ્રસ્થાન તરીકે સ્વીકારેલું છે; કારણ કે વલ્લભાચાર્યજીનાં મત પ્રમાણે શ્રીમદ્ ભગવદ્ગીતાનાં સૂત્રરૂપ સિદ્ધાંતોની વિસ્તૃત વ્યાખ્યા શ્રીમદ્ ભાગવતમાંથી જ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરિત્રની સાથે અન્ય દેવો તેમજ ભક્તોનાં ચરિત્રનું પણ વિસ્તૃત નિરૂપણ થયેલું છે.

જેમકે દશમસ્કંધમાં શ્રીકૃષ્ણપ્રભુને પતિનાં રૂપમાં પ્રાપ્ત કરવા માટે ગોપીઓએ કાત્યાયની વ્રતનું અનુષ્ઠાન કર્યું અને તેનાં ફળ સ્વરૂપે ભગવાને ગોપીઓનો મનોરથ પરિપૂર્ણ કર્યો. એ જ રીતે નંદબાવા અને વ્રજવાસીઓ શિવરાત્રિનાં પર્વ પ્રસંગે અંબિકાવનમાં સરસ્વતીનાં કિનારે રહેલા શિવાલયમાં આવ્યા તે કથા પણ ભાગવતમાં છે.

જો દેવી કાત્યાયનીનું વ્રત કરવાથી કે શિવાયલમાં જવાથી કે શિવરાત્રિ વ્રત કરવાથી અન્યશ્રય થઈ જતો હોય તો ગોપીકાઓ, વ્રજવાસીઓ પર ભગવાન આટલા પ્રસન્ન ન થયા હોત.

ભક્તિમાર્ગમાં અનન્યતાનો અર્થ છે 'ભક્તનો પ્રત્યેક પ્રયત્ન પોતાનાં ઈષ્ટદેવ-આરાધ્ય માટે જ હોય એમાં કોઈ દેવી-દેવતા કે તેનાં ઉપાસકનો દ્વેષ, નિંદા કે વિરોધ ન હોય.'

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે,

'येऽप्यन्य देवता भक्ता यजन्ते श्रद्धयान्वितम्।

तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम्॥'

અર્થાત્ જેઓ શ્રદ્ધાપૂર્વક બીજા દેવોને પૂજે છે તે પણ અવિધિપૂર્વક મને જ પૂજે છે.

આપણી સનાતન ધર્મભાવનામાં વ્યાપક અર્થમાં પંચાયતન દેવો પણ શ્રીકૃષ્ણની વિભૂતિરૂપ મનાયા છે, પૂજાયા છે.

'रविर्विनायकश्चंडी ईशो विष्णस्तु पंचमः।

अनुक्रमेण पूज्यन्ते व्युत्क्रमे तु महद्भयम्॥'

આ શ્લોક પ્રમાણે સૂર્ય, ગણપતિ, અંબિકા, શિવ અને પાંચમાં ભગવાન વિષ્ણુ અનુક્રમથી પૂજનીય છે

૧. સૂર્યનારાયણમાં રહેલું તેજ સાક્ષાત્ ભગવત્તેજ છે એમ ગીતામાં સ્વયં ભગવાને કહ્યું છે —

'यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्।

यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्॥'

૨. ગણપતિ અથર્વશીર્ષમાં શ્રીગણપતિજીને 'त्वमेव प्रत्यक्षं ब्रह्मासि।' કહ્યા અર્થાત્ એ બ્રહ્મના અંશ હોવાથી તેને પ્રત્યક્ષ બ્રહ્મ કહ્યાં છે.

૩. દેવી - ઋગ્વેદમાં દેવીસૂક્તમાં 'मम योनिरप्स्वन्तः समुद्रे।' મારું જન્મસ્થાન શેષશાયી વિષ્ણુ છે તેમજ ચંડીપાઠમાં 'या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दित।'

જે દેવી વિષ્ણુની માયાશક્તિ તરીકે ઓળખાય છે.

શક્તિ અને શક્તિમાનનાં અભેદથી તે કૃષ્ણરૂપ જ છે.

૪. શિવ - ભગવાનના ગુણાવતાર છે.

'स्थित्यादये हरिविरंचिहरेति संज्ञा'

આમ સૂર્ય, ગણપતિ, શંકર, વિષ્ણુ, દેવી વગેરે રૂપમાં ભગવાન કૃષ્ણ જ છે એમ ભગવદ્‌ભક્તો શાસ્ત્રનાં આધારે માને છે.

જ્ઞાનકાંડમાં જ્ઞાનસિદ્ધિ માટે આવી ઉપાસનાઓ કહેલી છે. આ ઉપાસનાઓ દ્વારા ચિત્તશુદ્ધિ થાય અને જ્ઞાનમાં ચિત્તશુદ્ધિ ઉપકારક બની રહે છે.

શ્રીમહાપ્રભુજી ભાગવત 'વેદસ્તુતિ સુબોધિની'માં આજ્ઞા કરે છે કે, નિષ્કામભાવથી યજ્ઞને ભગવદ્‌રૂપ માની દેવોને પણ ભગવાનનાં અંગરૂપ માની તેમની ઉપાસના કરવી, સ્વતંત્ર રૂપે નહીં.

શ્રી મહાપ્રભુજી પત્રાવલંબન ગ્રંથમાં કહે છે,

''स्थापितो ब्रह्मवादो हि सर्ववेदान्त गोचर: ।
काशीपतिस्त्रिलोकेशो महादेवस्तु तुष्यतु ॥''

અર્થ - સર્વ વેદાન્ત સારરૂપ (મારા દ્વારા) સ્થાપિત બ્રહ્મવાદ જો સત્ય હોય તો કાશી વિશ્વનાથ મારા પર પ્રસન્ન થાઓ.

આમ વૈષ્ણવ સંપ્રદાયમાં અનન્યતાની સાથે અન્ય દેવોનો તિરસ્કાર નથી પરંતુ ઉપરોક્ત પ્રમાણથી શિવપ્રત્યે આદર પ્રગટ થાય છે.

પુષ્ટિમાર્ગમાં નવરાત્રિનો ઉત્સવ ઉજવવામાં આવે છે તેમાં નવવિલાસ - (પ્રભુનાં નૂતન વિલાસ)નો ભાવ છે. આસો સુદ એકમથી નવવિલાસ(નવરાત્રી)નું વ્રત વ્રજાંગનાઓ પ્રભુમિલન માટે કરે છે. આસો સુદ-૧નાં દિવસે માટીનાં દશ પાત્રોમાં ઘઉં, જવ, મગ, તલ રોપવામાં આવે છે. તેને અંકુરરોપણ કહેવામાં આવે છે. કારણ કે પ્રતિદિન નૂતન અંકુરોની જેમ હૃદયમાં પણ નૂતન ભાવો પ્રગટ થાય છે. તેથી નવરાત્રીમાં નવે દિવસ ઠાકોરજીને રોજ નવી સામગ્રી ધરવામાં આવે છે.

પ્રભુ વિરહમાં ઝુરતા સ્વામિનીજીએ (રાધિકાજી) સખીજનો સાથે વ્રત આચર્યુ તેથી પ્રભુમિલનની આશામાં નૃત્ય-ગાન કરી દિવસો વ્યતીત કરે છે. નવરાત્રીમાં નવ પ્રકારનાં ભક્તો અને દશમાં નિર્ગુણ ભક્તની ભાવના આ લીલામાં છે. દશેરાનાં દિવસે ઠાકોરજીને જવારાની કલગી શ્રીમસ્તક પર ધરવામાં આવે છે.

દશેરાનાં દિવસે પ્રભુને વિશેષ દસ મોટા માટ અને દસ નાના માટ (ઠોર જેવી સામગ્રી) ધરવામાં આવે છે. નવરાત્રી(નવવિલાસ)માં એક એક ભક્તનો વિરહ છોડાવીને રસદાન કરવા માટે પ્રથમ નિકુંજભવન બાદ જુદાજુદા નવ સ્થળોમાં પધરાવે છે. આ રીતે પ્રભુ નવરાત્રીમાં ભક્તોનાં મનોરથો પૂર્ણ કરે છે.

દશેરાનાં દિવસે જવારા પ્રભુને મસ્તક પર અર્પણ કરાય છે. તેનો ભાવ એ છે કે પ્રભુએ સ્વામીનીજીનાં ચરણ ચાંપતી વખતે ચરણમાં જવનું ચિહ્ન જોયું, તે જવ રાધિકાનાં સ્નેહાંકુર તરીકે રોપાયા તે પ્રભુ મસ્તક પર ધારણ કરે છે.

આ રીતે પુષ્ટિમાર્ગમાં નવરાત્રિ નવવિલાસ તરીકે મનાવવામાં આવે છે. તાત્પર્ય એ કે અનન્યતાની સાથે ભગવદ્ વિભૂતિરૂપ દેવોની નિન્દા કે તિરસ્કાર ન થાય કારણ તેમ કરતાં ઈષ્ટનો જ અનાદર થાય છે. એ ખાસ ધ્યાન રાખવું ઘટે.

નવકાત્રિપર્વ નવધાભક્તિનું પર્વ બની રહે તે માટે મહાપ્રભુજીએ આ દિવ્ય પુષ્ટીમાર્ગીય પરંપરાનું નિર્માણ કરેલું છે. આવો નિર્મળ-નિર્દોષ ભક્તિભાવ આપણા અંતરમાં પ્રગટ થાય એટલે મનુષ્ય જન્મ સાર્થક બની જાય અને આપણું વનરાત્રીપર્વ સફળ બની જાય.

## શરીર-મન અને વાણી દ્વારા મહાશક્તિની પૂજા એટલે ?

સંયમ, સાત્ત્વિક આહાર, નિયમિત પરિશ્રમ, અહિંસા, માતા-પિતા અને ગુરુની સેવા, દીન-દુઃખીની સેવા, પવિત્રતા અને બ્રહ્મચર્ય વગેરેની આરાધના કરીને શરીરને સ્વસ્થ રાખો અને આવી આરાધના દ્વારા શરીરમાં શક્તિનો સંચય કરો.

સંયમ, સાત્ત્વિક આહાર, અહિંસા, પવિત્રતા અને બ્રહ્મચર્યની સાથોસાથ વિવેક, વૈરાગ્ય, ઈન્દ્રિયોનું દમન, સૌમ્યભાવ, સર્વત્ર ભગવદ્ દર્શન, દયા, મૈત્રી, ઉપેક્ષા, પ્રસન્નતા, નિરપેક્ષતા, પરહિતવ્રત, નિરાભિમાનીપણું, નિર્ભયતા, સંતોષ, સરળતા, મૃદુતા અને ભગવદ્‌ચિંતન વગેરે દ્વારા મનને શુદ્ધ કરો અને આવા શુદ્ધ મનમાં મહાશક્તિનો પ્રવેશ થવા દો.

સત્ય, પ્રિય, સુખકારી, હિતકારી, પરોપકારની ભાવનાથી ભરેલી અને ભગવાનનાં નામ તેમ જ યશનું ગાન કરનારા વચનો દ્વારા વાણીને શુદ્ધ કરો અને આવી શુદ્ધ વાણીમાં દૈવી શક્તિનો સંચય કરો.

જ્યારે તમારું શરીર, મન અને વાણી શુદ્ધ થઈને ત્રણેય શક્તિનો ભંડાર બની જશે ત્યારે તમે વાસ્તવમાં સ્વતંત્ર બનીને મહાશક્તિની સાચી ઉપાસના કરી શકશો, અને ત્યારે જ તમારો જન્મ અને જીવન સફળ થશે.

- 'કલ્યાણ'માંથી સાભાર

# નવરાત્રિ એટલે વિશ્વનો સૌથી જાજરમાન સંગીત-નૃત્ય મહોત્સવ

- પ્રા. અશ્વિન આણદાણી

या देवी सर्वभूतेषु श्रद्धारूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

છેક પુરાતન કાળથી આપણો દેશ શ્રદ્ધાભાવથી શિવ અને શક્તિનો ઉપાસક રહ્યો છે. અજન્મા અને મૃત્યુંજય એવા મહાદેવ શિવનું આરાધન આપણે પવિત્ર શ્રાવણ માસમાં વિશેષ રીતે કરતા હોઈએ છીએ. શ્રાવણ બાદ ભાદરવા માસમાં ગણેશ ચતુર્થી, ઋષિ પંચમી જેવા તહેવારો અને પૂનમથી અમાસ સુધી પિતૃઓને રીઝવવા અને પિત્ત પ્રકોપથી બચવા આપણે શ્રાદ્ધ પર્વની પણ ઉજવણી કરતા હોઈએ છીએ.

આસો સુદ એકમથી નોમ સુધીનાં દિવસો એટલે નવરાત્રિનાં દિવસો. આ દિવસો દરમ્યાન આપણે તન-મન-ધનથી શક્તિની આરાધના કરીએ છીએ. શક્તિની આરાધનાનું મૂળ આપણને છેક ગાયત્રી મંત્ર સુધી દોરી જાય છે. 'ॐ भुर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्'થી શરૂ થયેલી આપણી શક્તિની ભક્તિ આજે આપણા કુળની આરાધ્ય દેવી (કુળદેવી)નાં પૂજન સુધી પહોંચી છે. નવરાત્રિનાં નવ-નવ દિવસ સુધી આબાલવૃદ્ધ સૌ પોત-પોતાની વિવિધ દેવીઓની પોતાની શક્તિ અને શ્રદ્ધા અનુસાર આરાધના કરે છે.

મહાકવિ કાલિદાસે આપણને 'उत्सवप्रियाः जनाः' એમ કહી આપણી રગ બરાબર પારખી છે. છેક ચૈત્ર-વૈશાખ માસથી જ નવરાત્રિનાં નવે-નવ દિવસ પહેરવાનાં વસ્ત્રોની ખરીદી થવા લાગે છે. ગરબા માટે પાર્ટી-પ્લોટ અને ગાયક-કલાકારોનું બુકીંગ પણ જેઠ-અષાઢ માસથી શરૂ થઈ જાય છે. શહેરમાં નાની-નાની સોસાયટીઓ અને ગામડામાં જુદા-જુદા મંડળો નવરાત્રિ માટે ફંડ-ફાળાની શરૂઆત કરી આગોતરું આયોજન કરવા માંડે છે. અને આમ શરૂ થાય છે સતત નવ-નવ દિવસ સુધી ચાલતો વિશ્વનો જાજરમાન જલસો 'નવરાત્રિ મહોત્સવ'

ભગવાન શ્રીકૃષ્ણે વૃંદાવનનાં બંસીવટ ચોકમાં એક-એક ગોપી સાથે એક-એક કાન એવી દિવ્ય લીલા કરેલી તેનું સંપ્રદાયનાં શીઘ્ર કવિ બ્રહ્માનંદસ્વામીએ એક છંદમાં સરસ વર્ણન કર્યું છે.

'નોતમ છબી નંદ-નંદ મુખ સુહાસ મંદ-મંદ
દંપતિ જૂથ દ્વંદ્વ-દ્વંદ્વ જગતવંદ ડોલે,
વનિતા સુર વૃંદ-વૃંદ નિરખત આનંદકંદ
ગતિ-અતિ સ્વછંદ-છંદ જય જય બોલે
જુગલિત કર જોર-જોર ચમક-ચમક ઠોર-ઠોર
વિમલ નામ ઓર ઘોર મોરલી બાજે
હરિહર અજ હેર-હેર બિકસિત સુર બૈર-બૈર
પરગટ ગટ ફેર-ફેર નટવર નાચે,
પરગટ ગટ ફેર-ફેર નટવર નાચે,'

કંઈક આવું જ સુખ ભગવાન શ્રીસ્વામિનારાયણે પંચાળાની દિવ્ય ધરતી ઉપર સંતો અને ભક્તોને આપ્યાનું આપણાં અનેક કીર્તનોમાં જોવા મળે છે, લીલાઓમાં જોવા મળે છે.

નટવર કૃષ્ણની એ દિવ્યલીલા ભક્ત નરસિંહે સદેહે જોયેલી. ભગવાન શંકર સાથે ગયેલ નરસિંહે હાથમાં મશાલ રાખીને એ દિવ્ય અને ભવ્ય રાસલીલા નિહાળેલી. મશાલમાં તેલ પૂરવાનું ભૂલી જતાં આખી મશાલ સળગે છે અને મશાલ સળગી ગયા પછી નરસિંહ મહેતાનો હાથ સળગે છે. જેનું આ રાસલીલામાં મગ્ન એવા નરસિંહને જરાય ભાન નથી. આ સંદર્ભને નરસિંહની નગરીમાં જન્મેલા આપણાં જાણીતા કવિ મનોજ ખંડેરિયાએ પોતાની એક ગઝલમાં સરસ રીતે વણી લીધો છે.

'પકડો કલમ ને કોઈ પળે એમ પણ બને,
આ હાથ આખે આખો બળે એમ પણ બને,
જે શોધવામાં જિંદગી આખી પસાર થાય,
ને એ જ હોય પગની તળે એમ પણ બને.'

આ ભવ્યતા અને દિવ્યતા હતી આપણા એ સમયના રાસ-રાસોત્સવમાં.

અનુસંધાન પે. નં. ૧૦ ઉપર

# સ્વામિનારાયણ સંપ્રદાયમાં નવરાત્રિ

- શાસ્ત્રી યજ્ઞવલ્લભદાસ

આ વિશાળ સંસાર મહાસાગર છે, તો ભક્તિ એક નૌકા. હલેસાની જગ્યા તપ અને ત્યાગે લીધી છે, તો સુકાનનું સ્થાન ધર્મ અને સદાચાર વિના બીજુ શું હોઇ શકે ? જો સુકાની ધર્મ અને સદાચારને વળગેલો નહીં હોય તો ભક્તિના પ્રવાહમાં વહેતા ભક્તને સાચી દિશા કોણ બતાવે ? માટે ધર્મ અને સદાચારયુક્ત જીવન જ ભક્તિને સાનુકુળ હોય છે.

જે ભક્તિને આપણા શાસ્ત્રોમાં પરમ પ્રેમસ્વરુપા, અમૃતસ્વરુપા કહી છે, એવી ભક્તિ કરનાર ભક્તના લક્ષણો કેવા હોઇ શકે ? તો આપણા શાસ્ત્રો કહે છે કે ભક્તિનિષ્પન્ન ભક્ત જિતેન્દ્રિય, વિતરાગી, સ્થિર, આત્મપરાયણ, નિર્વેર હોય.

આવા લક્ષણે યુક્ત ભક્તોની ખાણ સમા આ ભરતવર્ષમાં મંદિરો, ઉત્સવ-સમૈયાઓ, કથા-પારાયણો વગેરે ભક્તિથી ભરેલી પરંપરાઓ અને પ્રણાલિકાઓનો પ્રારંભ થયો હતો.

પરંતુ સમય અને સંજોગોને આધીન આ સમાજ આ વિશુદ્ધ ભક્તિપરંપરાને સાચવી ન શક્યો. માનવીના મનની વિકૃતિઓ અને ભોગવિલાસે ભક્તિભીના એ ઉત્સવોને અનેક વિકૃતિઓથી ખરડી ભક્તિપરંપરાને લાચાર બનાવી દીધી. અંધશ્રદ્ધા, વહેમ, પાખંડ, માંસાહાર, સ્વેચ્છાચાર, પશુબલી જેવા અનેક કુત્સીત રિવાજોએ ભક્તિથી ઉભરાતા સમૈયાઓને નર્કાગાર બનાવી દીધા.

ભક્તિના નામે મન અને દેહની ભૂખને ભાંગવા તે સમયના અધર્મીઓના વિકૃત આચારને વર્ણવતા નિષ્કુળાનંદ સ્વામી ભક્તચિંતામણિમાં કહે છે...

ધર્મની ઓટ્ય લઇ અધર્મી, ધિરવી ધન નારી હરે;
શાસ્ત્રના અર્થ ફેરવી, પ્રેરે જેમ પોતે કરે.
કહે વેદમાં એહ ભેદ છે, પશુ મારી કરવો જગનને;
વામા વારુણી સંગ વિના, નહિ પામો આત્મદર્શનને.
પોતાના ઇષ્ટદેવ મંદિરમાં, દિયે પરત્રિય ઋતુદાન જો;
એહ તુલ્ય કોઇ પુણ્ય નહિ, એહ મોટો ઉપકાર માનજ્યો.
દ્વિજકુળે જેણે તન ધર્યાં, તે મ'કાર માહાત્મ્ય કહે કથી;
મદ્ય માંસ મૈથુન જેવું, કલ્યાણ અર્થે કોઇ નથી.
વેદ શાસ્ત્ર સંતની વળી, કુળ મર્યાદા નહિ રતિ;
સત્યવાદી સંત દેખી, અંતરમાં દાઝે અતિ.

આવી રીતે ન સહી શકાય તેવી આગમાં ભક્તિના પવિત્ર મૂલ્યોનો હ્રાસ થઇ રહ્યો હતો. પરંપરાને નામે વિકૃતિમાં ધકેલનારા પાંખડીઓ પોતાની મનઘડંત પ્રવૃત્તિઓ કરાવી આખા સમાજને પાપાચારની ખીણમાં ધકેલી રહ્યા હતા. આવી પરિસ્થિતિમાં ભક્તિની આ દુષિત પરંપરાને વિશુદ્ધ કરવા એક તારણહારની જરુર હતી.

એ સમયે અનેક સત્પુરુષોની પ્રાર્થના અને ઘોર કળીયુગની પ્રવૃત્તિના વેગને શાંત પાડવા આ વસંતી વસુંધરા ઉપર ભગવાન સ્વામિનારાયણનું પ્રાગટ્ય થયું.

'પ્રેમે પ્રગટ્યા રે સૂરજ સહજાનંદ,
અધર્મ અંધારું ટાળીયું...'

જેમ ગાઢ રાત્રિના તિમિરની પાછળ સોનેરી સૂરજના સોનેરી કિરણો છૂપાયેલા હોય છે એ જ રીતે સમાજમાં વ્યાપેલા આ ઘોર અંધારાને દૂર કરવા સૂરજ રુપી સહજાનંદસ્વામીનું પ્રાગટ્ય થયું.

આખો સમાજ રાજકીય, સામાજિક અને ધાર્મિક અંધકાર અને અંધાધૂંધીમાં ખદબદતો હતો તેવા ગુજરાતને સહજાનંદ સ્વામીએ (ભગવાન સ્વામિનારાયણે) પોતાની કર્મભૂમિ બનાવી. ૪૯ વર્ષની ઉમરે પોતાની જીવન લીલા સંકેલી લેનાર ભગવાન શ્રી સ્વામિનારાયણે ફક્ત ૩૦ વર્ષના કાળમાં ગુજરાતમાં પ્રવર્તેલા સર્વ પ્રકારના અંધકારને દૂર કર્યો.

મોક્ષમાર્ગના પગથીયા ચડાવનારા ઉત્તમ સાધક સંતોની ફોજ તૈયાર કરી. જેમના નામથી સમાજમાં ભય પ્રવર્તતો એવા કાઠી-કોળીઓને પ્રાતઃસ્મરણીય બનાવ્યા, મંત્ર-તંત્ર અને અંધશ્રદ્ધા-વહેમોના જાળામાંથી સમાજને મુક્ત કર્યો, કહેવાતી નીચી કોમના લોકોને ઉત્તમ અને આદર્શ જીવન જીવતા કર્યા, સમાજમાં થતા સ્ત્રીઓના શોષણને અટકાવી સ્ત્રીઓને ઉત્તમ ગૌરવાન્વિત કરી, ભૂલાયેલા વૈદિક જ્ઞાનના ખજાનાને સરળ ભાષામાં પ્રસ્થાપિત કર્યો, ઉપાસનાના કેન્દ્ર સમાન ભવ્ય મંદિરોના નિર્માણ કર્યા.

આમ ભગવાન શ્રી સ્વામિનારાયણે પોતાના અલૌકિક પ્રભુત્ત્વથી ગુજરાતને ફરી

ગૌરવાન્વિત કર્યું. આ સર્વ કાર્યોમાં શ્રેષ્ઠ અને ટૂક સમયમાં સહુ લોકોને પ્રભાવિત કરનારુ કોઇ કાર્ય હોય તો તે હતું ઉત્સવ-સમૈયાઓમાં વ્યાપેલા અધર્મને નાબૂદ કરવાનું.

હોળી, નવરાત્રિ, જન્માષ્ટમી, દિવાળી જેવા ભક્તિથી ભીના મહોત્સવો અને લગ્ન જેવા સામાજિક પ્રસંગોમાં ભક્તિ અને રિવાજના નામે આડંબરો ચાલતા હતા. જે ઉત્સવોમાં ભક્તિની એક વિશિષ્ટ અભિવ્યક્તિ વ્યક્ત થતી હતી, તેનું સ્થાન મનમાની ભ્રષ્ટતાએ લીધુ હતું.

ઉત્સવોના નામે અને ભક્તિની ઓથમાં વ્યભિચાર અને સ્વેચ્છાચારે માઝા મુકી હતી. હોળી જેવા તહેવારોમાં ફટાણાના નામે ન સાંભળી શકાય તેવા અપશબ્દો બોલાતા, રંગે રમવાના બદલે સ્ત્રી-પુરુષની પરસ્પર સ્પર્શની વાસનાઓ સંતોષાતી.

જન્માષ્ટમી જેવા ભક્તિથી રસબસતા તહેવારમાં જુગારે પોતાનો વૈભવ પ્રસરાવ્યો હતો. કૃષ્ણભક્તિના નામે શૃગારરસના ભજનો અને ગીતોના માધ્યમથી વિકૃતિનો આસ્વાદ મણાતો. કૃષ્ણ અને ગોપીના નામે વ્યભિચાર ફાલ્યોફૂલ્યો હતો. લગ્ન જેવા સામાજિક પ્રસંગે પરસ્પર બોલાતા ફટાણામાં દુનિયાભરની ગાળો બોલાતી.

આ સર્વ ઉત્સવોમાં સૌથી વધારે અધર્માચરણ જેમાં થતું હતું તે હતી નવરાત્રી. શક્તિ ઉપાસના અને દેવીની પ્રસન્નતાના નામે આ નવ દિવસોમાં પૃથ્વી ઉપર જાણે નરક ઉતરી આવતું. વામ પંથ, કૌલ પંથ અને શાક્ત પંથની સર્વત્ર બોલબાલા હોવાથી નવરાત્રિના નવ દિવસોમાં ન કરવાના પાપ થતા. માતાજીની પ્રસન્નતા માટે અનેક પશુઓના બલિદાન સાથે વ્યભિચાર અને પાપાચાર જંગલની જેમ વિકર્યો હતો. 'વામા વારુણી સંગ વિના ન પામો આત્મદર્શનને' તમારે માતાજીની પ્રસન્નતા મેળવવી હોય તો ખૂબ મદિરાનું સેવન કરો અને પરસ્ત્રીનો સંગ કરો.

આવો ભ્રષ્ટવાડો પૂરજોશમાં ચાલતો. આ દિવસો દરમિયાન કોઇ સ્ત્રી પોતાનું ઋતુદાન પરપુરુષને અને એ પણ માતાજી સમક્ષ આપે તો એના જેવું મોટું કોઇ પુણ્ય નથી. આ રીતે ધર્મગુરુઓ પોતાના ઉપદેશો દ્વારા લોકોને ભરમાવતા અને પોતાની વાસનાઓને સંતોષતા.

આવા સમયે સૂરજ રુપી સહજાનંદે પોતાનો સાત્વિક અને પ્રભાવપૂર્ણ પ્રકાશ પાથર્યો. રંગોત્સવ, રાસોત્સવ, નવરાત્રી, દીપોત્સવ વગેરે અનેક ઉત્સવોની ઉજવણી પોતે શરુ કરી. વિકૃતિઓની સામે ભગવત્ સંબંધવાળા ભક્તિભીના ભજનોનો ઉપહાર આપી લોકસમુદાયને સાત્વિકતાની ગળથૂંથી પાવા માંડી. જોત જોતામાં હોળીના ભક્તિપદો, લગ્નનાં રુક્મિણી વિવાહનાં પદો, અશ્લીલ શૃંગારના ગીતોનાં બદલે ભક્તિમય શૃંગારના પદોનાં ઝરણાઓ લોકહૃદયને પાવન કરવા લાગ્યા.

નવરાત્રિમાં થતી પશું હિંસાને બંધ કરાવી, તાત્ત્વિક વાતો કરી સાત્ત્વિક મહાવિષ્ણુયાગનો પ્રારંભ કર્યો અને કરાવ્યો. વામાચારના નામે થતા પાપાચાર સામે સહજાનંદસ્વામીએ સ્ત્રી-પુરુષની પરસ્પર મર્યાદાનું સ્થાપન કરી સ્ત્રીઓને પોતાની ગરિમાં આપી.

શકિતાના સાત્ત્વિક સ્વરુપની પોતાના મંદિરોમાં પ્રતિષ્ઠા કરી 'શક્તિ પોષણ કર્તા છે ભક્ષક નહી' તેવો ઉપદેશ આપી શક્તિ ઉપાસનાની સાચી રીતિ બતાવી. શ્રીકૃષ્ણ સાથે શ્રીરાધાજી, નારાયણ સાથે શ્રીલક્ષ્મીજી, શિવ સાથે પાર્વતી વગેરે યુગલ સ્વરુપોની પ્રતિષ્ઠા કરી શક્તિ સામર્થ્યવાન હોવા છતાં શક્તિમાનને આધીન અને સમર્પિત છે તેવી શુદ્ધ ઉપાસનાની રીતિ બતાવી.

નવરાત્રિના સ્વરપને પવિત્રતા બક્ષતા સંતો-ભક્તો સાથે અવારનવાર રાસ રમ્યા, પંચાળાના મહારાસને અમર બનાવ્યો. નંદસંતો પાસે 'સખી ગોકુળ ગામના ચોકમાં રે...', 'વંદુ સહજાનંદ રસરુપ, અનુપમ સારને રે લોલ', 'ગઇતી ગઇતી ભરવાને નીર, સૈયરુના સંગમાં રે લોલ' જેવા અનેક ગરબી ઢાળના પદોની રચના કરાવી.

આમ ભગવાન શ્રી સ્વામિનરાયણે નવરાત્રિના ઉત્સવમાં ભક્તિભીના પ્રાણ પૂર્યા, જે આજે પણ સંપ્રદાયમાં પૂરી મર્યાદાથી વિવિધ ઉત્સવોમાં અને નવરાત્રિમાં રાસ-ગરબા રમવામાં આવે છે. ✿

**(નવરાત્રિ- નૃત્ય મહોત્સવ)**
**અનુસંધાન પાના. નં. ૮ ઉપરનું**

આજની નવરાત્રિ તેની પ્રાચીનતા ગુમાવી આધુનિકતાનાં રંગે ચડી ગઈ છે. આપણા ગામડાગામમાં હજી ક્યાંક-ક્યાંક એકલા પુરૂષો રમે છે તે ગરબો ક્યાંક-ક્યાંક સચવાયેલા જોવા મળે છે. મોટા-મોટા શહેરોમાં તો અતિ આધુનિક પાર્ટી પ્લોટમાં નવરાત્રિ

મહોત્સવ વખતે માતાજીની મૂર્તિ માંડ-માંડ શોધી જડે તેમ એકાદ ખૂણામાં કે વચ્ચે નાનકડા સ્ટેજ પર નજરે ચડે છે. આજે આપણે શક્તિની ભક્તિને બદલે અંગપ્રદર્શન અને ફિલ્મી ઢબનાં ગરબાને રવાડે ચડી ગયા છીએ. નવરાત્રિનો એ નિર્દોષ અને નિર્વ્યાજ આનંદ આજે કદાચ ભાગ્યે જ જોવા મળે છે. ફલડ લાઈટ્સની ઝાકળમાળ અને કાનફાડ મ્યુઝિકે આપણાં અસલ ગરબાને ક્યાંક ગોરંભી દીધો છે એ આપણે ફરી શોધવો જ રહ્યો અને આપણી આ હાઈ-ટેક યુગમાં અટવાયેલી નવી પેઢીને એનો આસ્વાદ જો આપણે ચખાડી નહિ શકીએ તો એ તો નવા પ્રવાહમાં તણાવાના જ.

'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.'

એ ન્યાયે આપણો આ ગરબો માત્ર ભારતનાં જ નહિ વિશ્વને ખૂણે-ખૂણે પહોંચ્યો છે ત્યારે એની ભવ્યતા અને દિવ્યતા અખંડિત રહે એ જોવાની જવાબદારી આપણા સહુની છે. નવું જરૂર સ્વીકારીએ પણ જૂનું સાવ ભૂલી જઈએ એ કેમ ચાલે ? નવા-જૂનાનો ઉચિત સમન્વય કરી આપણે વિશ્વવિખ્યાત એવી નવરાત્રિની પાછળ રહેલી શક્તિની ભક્તિને ન જ ભૂલીએ.

એરકન્ડીશન્ડ કાર, ઓફિસ અને ઘરમાં રહેતું આપણું યુવાધન નવરાત્રિનાં નવ-નવ દિવસ ગરબા રમવાનાં બહાને આખાયે વરસનો પરસેવો એક સાથે પાડી તનની શુદ્ધિ જરૂર કરી લે છે પણ એમનાં મન અને ધનની શુદ્ધિ બરાબર થયા છે કે નહિ તે જોવાની જવાબદારી આપણા સૌની છે. તો વધારે ઉપદેશ ન આપતા વિશ્વનાં સૌથી જાજરમાન એવા સંગીત-નૃત્ય મહોત્સવ નવરાત્રિને શક્તિની ભક્તિનાં રંગે અવશ્ય માણી માતાજીનાં અને આપણાં વડિલોનાં આશીર્વાદ પામી ધન્ય બનીએ એ જ શુભ ભાવના...

**(શક્તિતત્ત્વની વિભાવના)**
**અનુસંધાન પાના. નં. ૫ ઉપરનું**

નારીશક્તિ, સંઘશક્તિ, વિનાશશક્તિ, વિદ્યુતશક્તિ, આકર્ષણશક્તિ ઈત્યાદિ.

ભારતમાં શક્તિતત્ત્વને અધ્યાત્મની ઉચ્ચ ભૂમિકા પર સ્થાપિત કરવામાં આવેલ છે. તેમાં વૈજ્ઞાનિક તથ્ય પણ છે. બ્રહ્મની ક્રિયા અને એની સક્રિય અવસ્થાને શક્તિ કહે છે. બ્રહ્મનું બ્રહ્મત્વ એની શક્તિ છે. જગતના તમામ જડચતેન પદાર્થમાં શક્તિ રહેલી છે. શક્તિને કારણે જ તે ટકી રહે છે. આ જ કારણસર શક્તિને વિશ્વમય અથવા વિશ્વની આધારભૂત માનવામાં આવે છે. તમામ ક્રિયાપ્રક્રિયામાં શક્તિ રહેલી છે. શક્તિની કૃપા કે આજ્ઞા વગર કશું જ થઈ શકતું નથી. બ્રહ્મમાં જે કંઈ સત્, ચિત્ અને આનંદ જેવા ગુણો જોવા મળે છે તેનો મૂળ સ્રોત શક્તિ જ છે. બ્રહ્મ સ્વયં નિર્વિકાર હોવાથી કશું જ નથી કરતા. એની ક્રિયાશક્તિ પાછળ શક્તિ જ વિલસે છે.

શક્તિનું પરમ સ્વરૂપ આદ્યાશક્તિના રૂપે છે. શક્તિ, માયા એ તત્ત્વ છે, જેના વડે ચેતન પુરુષ અનેકવિધ ઉદ્દેશ્યપૂર્ણ સૃષ્ટિનું નિર્માણ કરે છે. સૃષ્ટિનિર્માણ કર્યા પછી તેનું નિર્દેશન, નેતૃત્વ અને સંચાલન પણ કરે છે.

સૃષ્ટિની રચનામાં શક્તિનું મૂળ રહેલું છે. પરમ તત્ત્વના એકમાંથી અનેક રૂપે વિલસવાના एकोऽहं बहुस्याम् એવા સંકલ્પ કે ઈચ્છાને જ આદ્યાશક્તિ નામ આપવામાં આવેલ છે. આ આદ્યાશક્તિને જ ભારતીય પરંપરામાં આદિમાયા, આદિશક્તિ, પરમેશ્વરી, મૂલપ્રકૃતિ, પરાશક્તિ, માયા ઈત્યાદિ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. શક્તિતત્ત્વ જગતના મૂળમાં ચેતનાત્મકતાના રૂપે છે. એને વેદાંતમાં માયા, સાંખ્યદર્શનમાં પ્રકૃતિ કહેલ છે.

અન્ય એક વિભાવનાનુસાર પરમાત્મા પોતાની ત્રિગુણાત્મક કે ત્રિશક્ત્યાત્મક માયાશક્તિથી શબલિત થઈને જગતની સૃષ્ટિ, પાલન અને સંહારરૂપી કાર્ય કરે છે. આ ત્રિગુણાત્મક શક્તિઓ છે મહાસરસ્વતી, મહાલક્ષ્મી અને મહાકાલી. મહાસરસ્વતી સૃષ્ટિનું સર્જન કરે છે, મહાલક્ષ્મી પોષણ કરે છે અને મહાકાલી સંહાર કરે છે. આ અર્થમાં શક્તિ જ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને વિનાશની કારણભૂત છે.

सृष्टिस्थिति विनाशानां शक्तिभूते सनातनी ।

ભારતમાં શક્તિતત્ત્વના અનંત વિલાસો કલ્પવામાં આવેલા છે. શક્તિનું દેવી તરીકે અને માતૃશક્તિ તરીકેનું રૂપ સર્વત્ર પૂજનીય અને આરાધ્ય છે. વિશેષ નોંધનીય બાબત એ છે કે વૈદિક, પૌરાણિક અને તંત્રશાસ્ત્રની શક્તિવિભાવનામાં ભિન્નતા છે છતાં એકબીજાને પૂરક હોય એવી અત્યંત ઉચ્ચ કક્ષાની વિચારણા અદ્યપર્યન્ત થતી રહી છે. એ પણ ઉલ્લેખનીય છે કે સમગ્ર વિશ્વમાં શક્તિતત્ત્વને પ્રાધાન્ય આપવામાં આવેલ છે. દેવી અને માતૃશક્તિ તરીકે ન્યૂનાધિક માત્રામાં શક્તિને પૂજનીય કે આરાધ્ય માનવામાં આવેલ છે.

# નવરાત્રીમાં ઇષ્ટ ઉપાસના

-શાસ્ત્રી મુનિવત્સલદાસ

હિન્દુ સંસ્કૃતિનું અવિભાજ્ય અંગ છે, ઉત્સવ. ઉત્સવો એ કોઈપણ સંસ્કૃતિની શોભા છે. એ ઉત્સવો ઉપાસકને આનંદની અનુભૂતિ કરાવે છે અને એ આનંદ હૃદયથી થયેલી ઉપાસનાનો હોય છે. એવો જ એક ઈષ્ટની ઉપાસનાનો ઉત્સવ એટલે નવરાત્રી. બીજા શબ્દોમાં કહીએ તો નવરાત્રિ એટલે રાસોત્સવ.

ઉપાસક એટલે સાધક. ભગવાન કૃપા કરીને દરેક મનુષ્યને સમગ્ર સૃષ્ટિમાંથી કંઈને કંઈ શીખવા માટે જ પૃથ્વી ઉપર માનવજીવન આપે છે. એટલે જીવનનું બીજુ નામ છે શીખવુ. અને શીખવા માટે સાધકની ભૂમિકા અનિવાર્ય છે.

સતત પરિવર્તિત થતાં જીવનમાં માણસ અનેક રીતે શીખતો હોય છે. જેમકે જોઈને, વાંચીને, સાંભળીને કે અનુભવીને. અધ્યાત્મ જગતની કેટલીક બાબતો એવી છે કે એ જોઈને, વાંચીને કે સાંભળીને શીખાતી નથી પરંતુ એ અનુભૂતિનો વિષય હોય છે અને એવી જ એક બાબત એટલે ઉપાસના.

લોક અને શાસ્ત્રમાં ઉપાસના શબ્દ અતિપ્રસિદ્ધ છે. ઉપાસનાનો શાબ્દિક અર્થ છે, કોઈપણ અંતરાય વિના ઈષ્ટદેવનું સાંનિધ્ય માણવું. ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો પુરુષોત્તમનારાયણના માહાત્મ્ય જ્ઞાનને ઉપાસના કહે છે. આ માહાત્મ્યજ્ઞાનમાં પણ પરબ્રહ્મ પુરુષોત્તમનારાયણને સદા દિવ્ય સાકારમૂર્તિ સમજવા એ મુખ્ય વાત છે. માટે જ ભગવાન શ્રીસ્વામિનારાયણ ગઢડા પ્રથમ પ્રકરણના ૩૯ માં વચનામૃતમાં કહે છે કે, ''ભગવાનના સ્વરુપમાં સદા સાકારપણાની દૃઢ નિષ્ઠા રાખવી.''

નવરાત્રિના રાસોત્સવમાં જ્યારે માણસ પોતાનો મોભો એક બાજુ રાખી મન મૂકીને નાચે છે ત્યારે એ નૃત્ય નિર્દોષ બની જાય છે અને એ જ તેને ભગવાનની નજીક લઈ જાય છે. ઉપાસનાનો સામાન્ય અર્થ પણ એ જ થાય છે કે, સમીપમાં આસન કરવુ. જ્યારે માણસ દેહભાન ભૂલીને ભગવાનને રાજી કરવા નાચે છે ત્યારે તે ભગવાનથી વધારે નજીક થાય છે અને પ્રભુ પણ તેની સાથે નાચવા લાગે છે.

ભગવાન શ્રીકૃષ્ણે વૃંદાવનમાં અનેક રૂપ ધારી એક એક ગોપી સાથે રાસક્રીડા કરી તેવી જ રીતે ભગવાન શ્રીસ્વામિનારાયણ પણ પંચાળામાં અનેક રૂપ ધારી એક એક પરમહંસ સાથે રાસ રમ્યા. ભગવાનની આ લીલાઓ દેહાતીત ભૂમિકાએ રચાયેલી છે એટલે જ તો રાસ રમનાર ગોપીને કે પરમહંસને સમય, સ્થાન કે દેહનું પણ ભાન રહેતુ નથી.

ઉપાસક જ્યારે ઈષ્ટદેવની આરાધનામાં દેહભાન ભૂલીને મગ્ન થઈ જાય છે ત્યારે તેની દરેક ક્રિયા ઈષ્ટની ઉપાસના થઈ જાય છે.

નવરાત્રી એ શબ્દ જ નવ રાત્રીઓના સમૂહનો નિર્દેશક છે. આંકડાકીય રહસ્યને સમજીએ તો નવ એ પૂર્ણાંક છે. આમ જોઈએ તો નવરાત્રી એક મહાસંગ્રામ છે જે ઉપાસકે સ્વયં ખેલવાનો હોય છે. ઉપાસકે નવ દિવસ સુધી ભગવાન સુધી પહોંચવામાં અવરોધક તત્ત્વો સાથે યુદ્ધ કરવાનુ હોય છે અને પછી જ એ પૂર્ણ બને છે. નવરાત્રીના નવ દિવસ દરમ્યાન ક્રમશઃ દેશ, કાળ, પરિવાર, સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર, કારણ શરીર, તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણથી ઉપર ઉઠીને જ્યારે ઉપાસક ઈષ્ટદેવની ઉપાસના કરે છે ત્યારે દશમીના દિવસે અહંકારનો પણ નાશ થાય છે અને ખરા અર્થમા વિજયા દશમી ઉજવાય છે.

નવરાત્રીનું પર્વ શક્તિનું પર્વ છે. આ દિવસોમાં શક્તિની આરાધના કરવામાં આવે છે. શક્તિ હંમેશા શક્તિમાનને આશરે રહેલી હોય છે. અનંત બ્રહ્માંડોના ધણી પરમાત્મા શ્રીહરિની જ શક્તિ સર્વ બ્રહ્માંડોમાં, બ્રહ્માંડોના વિવિધ સંચાલકોમાં અને જીવપ્રાણી માત્રમાં વ્યાપીને રહી છે. માટે એ શક્તિની આરાધના પણ આખરે તો શક્તિમાનને સમર્પિત થાય છે. કહેતા સર્વોપરિ શ્રીહરિના ચરણોમાં જ સમર્પિત થાય છે.

આમ, નવરાત્રી એટલે આત્મારૂપ થઈને પરમાત્માની ઉપાસના એટલે કે બ્રહ્મરૂપ થઈને પરબ્રહ્મનું આરાધન.

વિજયા દશમીના દિવસે ભગવાન શ્રીરામે રાવણનો વિનાશ કર્યો એવી જ રીતે આપણે પણ અહંકાર રૂપી રાવણનો વિનાશ કરવાનો છે. ઈષ્ટદેવની ઉપાસના અહંકારનો વિનાશ કરે છે.

ભગવાન સ્વામિનારાયણના દિવ્ય-માનુષિક ચરિત્રોથી ભરપૂર શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથમાં નવરાત્રીના વ્રતની વાત આવે છે. સત્સંગિજીવનના બીજા પ્રકરણમાં સોળમાં અધ્યાયમાં શતાનંદ સ્વામી લખે છે કે, એક વખત ભાડેરના વાઘજીભાઇ, મૂળજીભાઇ, દેશજીત વગેરે ભાવિક ભક્તોની વિનંતીથી ભગવાન શ્રીસ્વામિનારાયણ સંતો-ભક્તો સાથે ભાડેર પધાર્યા હતા.

એ સમયે ભાડેરના ભક્તરાજ શ્રીવાઘજીભાઇએ શ્રીજી મહારાજને પ્રશ્ન કરેલો કે, ''હે પ્રભુ ! અમે તમારા આશ્રિત છીએ અને અમને કુળ પરંપરાથી નવરાત્ર વ્રત પ્રાપ્ત થયેલુ છે તો તે વ્રતનું અનુષ્ઠાન કરવું કે ન કરવું ? અને કરવું તો કેવી રીતે કરવું ?''

ભાવિક ભક્તોની મૂંઝવણ જાણીને ભગવાન શ્રીહરિએ સદુપદેશ આપ્યો કે, ''નવરાત્રી વ્રતના અધિષ્ઠાતા દેવી પાર્વતી છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, તપ, યોગ વગેરે ગુણોથી યુક્ત સાત્ત્વિકી દેવી પાર્વતી છે અને તે તો જેમ લક્ષ્મીજી અને વેદમાતા સાવિત્રી દેવી છે તેવા પવિત્ર છે. જેના શિવશંકર પ્રાણવલ્લભ છે એવી પાર્વતી દેવી તો અમારે પણ પૂજ્ય છે. માટે સાત્ત્વિક દેવ-દેવીઓનું વ્રત-પૂજન કરવું પણ તામસી દેવી-દેવતાઓનું કરવું નહિ. તેમ છતાં અમારા આશ્રિતજનોએ તામસ દેવી-દેવતાઓ અને તેમના ઉપાસકોની નિંદા તો કરવી જ નહિ અને એમની સાથે વાદ-વિવાદ પણ કરવો નહિ.''

આ રીતે ભગવાન શ્રીસ્વામિનારાયણે પણ નવરાત્રીના વ્રતને પ્રાધાન્ય આપીને સાત્ત્વિક ઉપાસનાની વાત કરી છે. જે શ્રીજીમહારાજની સર્વધર્મ સમભાવની સમન્વયકારી ભાવનાનું જ્વલંત દ્રષ્ટાંત પુરુ પાડે છે.

નવરાત્રીમાં ઈષ્ટદેવની ઉપાસનાનું હાર્દ એટલે ભગવાનને સર્વ કર્મફલપ્રદાતા છે, સર્વકર્તા છે, સર્વ કારણના કારણ છે, સર્વ દેવોના દેવ છે, સર્વ ઈશ્વરોના પણ ઈશ્વર છે, સર્વ અવતારોના અવતારી છે, સર્વોપરી છે, સર્વ સદ્‌ગુણોના સાગર છે, સર્વ સુખના ધામ છે અને સદા દિવ્ય સાકારમૂર્તિ છે, એવી સમજણ.

જે ઉપાસના કરે તેને ઉપાસક કહેવાય. આજે ધાર્મિક સમાજમાં કેટલાક સમજુ લોકોનો મત છે કે, વંદન દરેકને હોય પણ ઉપાસના તો એક ઈષ્ટની જ હોય.

જે જીવ જેવી ઉપાસના કરે છે તેવું તેને ફળ પ્રાપ્ત થાય છે અને ભગવાનને જેવા જાણે તેવો પોતે થાય છે. દેવી-દેવતાઓ-ઈશ્વરો કાળ, કર્મ અને માયાને આધીન છે માટે તેમની ઉપાસનાનું ફળ અલ્પ છે. પુરુષોત્તમ નારાયણ કાળ, કર્મ અને માયાથી પર છે. કાળ, કર્મ અને માયા પુરુષોત્તમ નારાયણને આધીન છે. પુરુષોત્તમ નારાયણ અક્ષરબ્રહ્મ આદિ સર્વના સ્વામી છે માટે તેમની ઉપાસનાનું ફળ અપરિમિત છે.

વેદો અને સત્શાસ્ત્રો કહે છે કે,''પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણ જ પરમ ધ્યેય છે, પરમ ઉપાસ્ય છે, પરમ પ્રાપ્ય છે અને પરમ વરણીય છે. એ સિવાય બીજુ કોઈ ધ્યેય-ઉપાસ્ય-પ્રાપ્ય કે વરણીય નથી.'' એટલે ભગવાન સ્વામિનારાયણના આશ્રિત તરીકે આપણે નવરાત્રિ દરમિયાન આપણા ઈષ્ટદેવ એવા શ્રીહરિકૃષ્ણ મહારાજની જ ઉપાસના ભક્તિ કરવી. અન્ય દેવી-દેવતાઓ પ્રત્યે પૂરો આદરભાવ જાળવીને આપણે આપણો કલ્યાણ માર્ગ ચૂકવો નહીં.

### (નવરાત્રી : લોકોના આત્માનું ગીત)
અનુસંધાન પાના નં. ૨૨ ઉપરનું

ગરબીની રમઝટની જરાક ઝાંખી થાય કે હજાર વરસ જીવવાનું જોમ મળે એવું લોકવરણમાં કહેવાય છે.

નવરાત્રિ આમ તો રાસની રમઝટ માટે નથી, એ સ્ત્રીઓનાં ગરબા અને પુરુષોની ગરબી માટે જ છે. રાસ તો એનાં પછી શરદઋતુનાં પૂર્ણ ચંદ્રમાં યુગલ સ્વરૂપે જ રમવામાં આવે. મહાકવિ ન્હાનાલાલે પાછલી સદીમાં ગુજરાતી યુગલો માટે અઢળક રાસ વહેતાં મૂક્યા. ભગવાન સ્વામિનારાયણનાં માણકી ઘોડી પરથી ઉતરીને કરેલા એક જ લટકાનાં દર્શને દલપતરામને સારસ્વત કરી મૂકેલા, તેમનાં પુત્ર ન્હાનાલાલે ગુજરાતી ગૌરવને જરાય ઝાંખપ ન લાગે તેવા ઉમંગથી ભરપૂર રાસ આપ્યા. કાળક્રમે એ રાસને પૂર્ણિમાની રાહ જોયા વિના જ નોરતાની રાત્રિઓમાં પ્રજા લઈ આવી. રાધા અને કૃષ્ણ જ રાસનાં સ્વરૂપનાં જનની-જનક છે. બ્રહ્મવૈવર્તપુરાણ તો રાધાજીને રાસરાસેશ્વરી અને કૃષ્ણને રાસરાસેશ્વર કહે છે.

હૃદય કે જે અવ્યક્ત છે એને ગરબી, ગરબો, રાસમાં પ્રગટ થવાનો કંઈક માર્ગ મળે છે. હૃદય પ્રભુમય હોય એટલે વધુમાં વધુ કૃતિઓમાં પરમાત્માનું આરાધન એક યા બીજા રૂપે જોવા મળે છે. પ્રજાને જ્યારે સૌન્દર્યનું અનુપાન કરવું હોય ત્યારે એ પોતાનામાંથી કાલિદાસ નીપજાવે છે અને જ્યારે રણભેરી વગાડવી હોય ત્યારે એ જ પ્રજા પોતાનામાંથી મેઘાણી પ્રગટાવે છે. કાળનાં પ્રવાહમાં વહેતા વહેતા નવરાત્રિનું સ્વરૂપ બદલાયું હોવા છતાં ગુણીજનોએ પૂર્વરૂપ યાદ કરી એનો શોક ન કરવો ઘટે, કારણ કે આખરે તો એ લોકોનાં આત્માનું જ ગીત, સંગીત અને નૃત્ય છે. અસ્તુ.

# નવરાત્રિનાં નૃત્યો
# રાસ-દાંડિયારાસ
# રાસડા-ગરબા
# અને ગરબી

- જોરાવરસિંહ જાદવ

ગુજરાતમાં લોકજાતિઓ, લોકબોલીઓ અને વસ્ત્રાભૂષણોનું જેટલું વૈવિધ્ય જોવા મળે છે એટલું વૈવિધ્ય એના લોકગીતો, લોકઉત્સવો અને લોકનૃત્યોમાં જોવા મળે છે.

વિવિધ જાતિ અને પ્રદેશનાં લોકનૃત્યોમાં સામ્ય હોવા છતાં જુદા-જુદા પંથકની બોલી, ઉત્સવો, વાદ્યો અને વસ્ત્રાભૂષણોને માણવા સ્થાનિક ગુજરાતનાં ગામડે ગામડે જોવા મળતા લોકનૃત્યોનાં માણીગર બનીએ ત્યારે જ એના કળા-સૌંદર્યનો સાચો ખ્યાલ આવે છે.

ગુજરાતની સાંસ્કૃતિક લોકકળાનાં વારસારૂપ એવા લોકનૃત્યો, લોકઉત્સવો એની ધાર્મિક પરંપરાઓ સાથે જૂનાકાળથી જોડાયેલા છે. જોબનિયાને હેલે ચડાવતાં લોકમેળાઓ હોય, ઋતુઓનાં રંગોત્સવની છાબ લઈને આવતાં હોળીનો તહેવાર હોય, ગોકુળ આઠમ, નોરતા જેવા વાર-પરબ હોય, રાંદલ તેડ્યા હોય કે પછી લગ્ન જેવા મંગળ પ્રસંગની રંગેચંગે ઉજવણી થતી હોય ત્યારે લોકહૈયા આનંદવિભોર બનીને નાચે છે, ગાય છે, જીવનનો થાક ખંખેરીને હળવાફૂલ થઈ જાય છે.

આ લોકનૃત્યોનો સંબંધ સામાજિક ઉત્સવ સાથે જેટલો સંકળાયેલો છે. તેટલો જ લોકજીવનની ધાર્મિક પરંપરાની સાથે પણ જોડાયેલો છે.

નવરાત્રિનાં નોરતામાં નવ નવ દિવસ સુધી નિત્ય નવા નૃત્યોની જે ઝાકમઝોળ સર્જાય છે. તે રાસ, દાંડિયારાસ, રાસડા (રાહડો), ગરબા અને ગરબીનાં નામે પ્રખ્યાત છે.

**રાસ** - રાસ એ સૌરાષ્ટ્રનું એક આગવું નૃત્ય છે. રાસે રમનાર અને રાસ જોનાર બંનેને આનંદથી તરબોળ કરતું આ નૃત્ય ઐતિહાસિક દૃષ્ટિએ મહાભારતમાં હલ્લીસક, ક્રીડા કે દંડરાસક તરીકે વર્ણવાયેલું છે. તે જ આ રાસ કે દાંડિયારાસ.

રાસ એ ગોપસંસ્કૃતિનું આગવું અંગ ગણાય છે. પ્રાચીનકાળમાં ગોપ-ગોપીઓ સાથે મળીને કૃષ્ણલીલાનાં રાસ રમતા. પાછળથી જુદી-જુદી જાતિઓ આ રાસમાં પોતાની વિશેષતાઓ ઉમેરતી ગઈ. મુસ્લિમ શાસનકાળમાં રાસનાં નૃત્યપ્રકારો સાવ લોપાઈ ગયા, પણ ચૌદમી-પંદરમી સદી પછી નરસિંહ, મીરાંની અસરને કારણે અને વૈષ્ણવધર્મનાં સંસ્કારે કૃષ્ણનાં રાસને સજીવ કરવા પ્રેર્યા.

**દાંડિયારાસ** - સૌરાષ્ટ્રનાં નૃત્યપ્રકારોમાં સૌથી વધુ ધ્યાન ખેંચતો જો કોઈ પ્રકાર હોય તો તે દાંડિયારાસનો છે. શરદપૂનમ, નોરતા, જળઝીલણી અગિયારસ, સાતમ-આઠમ પ્રસંગે, ગુરુની પધરામણી વખતે ફૂલેકા કે સામૈયા વખતે ગામનાં જુવાનિયાઓ હાથમાં રંગીન ફૂમતાંવાળા લાકડાનાં કે પિત્તળનાં દાંડિયા લઈને હીંચ, કેરવો વગેરે તાલમાં દાંડિયારાસે રમે છે.

નરઘા, પાવો, ઝાંઝ, શરણાઈ વગેરે વાદ્યોની સાથે ગીતનાં તાલે રાસની રમઝટ બોલે છે.

દાંડિયારાસમાં દોઢિયા, પંચિયા, અઠિયા, બારિયા, ભેટિયા, નમન, મંડલ લેવાય છે. રાસે રમતાં-રમતાં ગીતને અનુરૂપ સ્વસ્તિક, ત્રિશૂળ, ધજા જેવા માતાજીનાં પ્રતીક રચાતા જાય, કાનગોપીનું ગીત હોય તો કૃષ્ણ બંસી વગાડતા હોય તેવા કે વલોણા જેવા આકાર-પ્રકારો રચાતા જાય છે.

દાંડિયારાસ મોટેભાગે પુરુષો

લે છે પણ હવે તો સ્ત્રીઓમાં પણ તે પ્રચલિત થવા લાગ્યા છે.

જન્માષ્ટમી પ્રસંગે ભરવાડ સ્ત્રી-પુરુષો સાથે મળીને રાસે રમે છે. રાસ દાંડિયા સાથે અને દાંડિયા વિના પગનાં ઠેકા અને હાથનાં હિલોળ સાથે લેવાય છે.

શૂરાઓનાં ઢાલ તલવાર રાસમાં ક્ષાત્ર સંસ્કારની ઝાંખી જોવા મળે છે.

**રાસડા** - લોકજીવનમાં ખૂબ જાણીતા એવા રાસ અને રાસડા વચ્ચેનો ભેદ સમજવો જરૂરી છે. સૌરાષ્ટ્રમાં મોટે ભાગે પુરુષો રાસ લે છે. જ્યારે સ્ત્રીઓ રાસડા લે છે. ઘણી જગ્યાએ સ્ત્રી-પુરુષો સાથે મળીને લેતા હોય છે.

રાસમાં નૃત્યનું તત્ત્વ આગળ પડતું હોય છે. જ્યારે રાસડામાં સંગીતનું તત્ત્વ મોખરે રહે છે. સ્ત્રીઓમાં આજે તાલીનાં અને ત્રણ તાલીનાં રાસડા વધુ જાણીતા છે. રાસડા એ ગરબા જેવો જ પ્રકાર છે. રાસ અને ગરબી એ પુરુષપ્રધાન છે. જ્યારે રાસડા નારીપ્રધાન છે.

વ્રતોત્સવ પ્રસંગે, લગ્નપ્રસંગે, મેળાઓમાં, જન્માષ્ટમી, શરદપૂનમ પ્રસંગે સ્ત્રીઓ રાસડાની રંગત જમાવે છે, જેમાં નારીહૃદયનાં ભાવો સરસ રીતે અભિવ્યક્ત થાય છે.

રાસડામાં ગીતનું વસ્તુ સામાજિક, ત્યાગ, બલિદાન, ટેક કે વીરતાનું હોય છે, રાધાકૃષ્ણના પ્રણયગીતો પણ રાસડામાં ખૂબ ગવાય છે.

રાસડા એ લોકનારીનાં જીવનનાં આનંદ અને ઉલ્લાસને અભિવ્યક્ત કરવાનું માધ્યમ બની રહ્યું હોવાથી ધર્મની સાથે તેનો સંબંધ નહિવત્ જેવો છે.

**ગરબો** - ગરબો એ ગુજરાતનાં અતિપ્રાચીન લોકપ્રિય નૃત્યનો એક પ્રકાર છે. ગરબો શક્તિપૂજાની સાથે સવિશેષ સંકળાયેલો છે. ગરબાની ઉત્પત્તિનું મૂળ દેવીપૂજા જ મનાય છે.

ગરબો એટલે ઘણાં છિદ્રો પાડેલો માટીનો ઘડો. ઘડામાં છિદ્રો પડાવવા એને ગરબો કોરાવવો કહે છે. ગરબો શબ્દની ઉત્પત્તિ ગર્ભદીપમાંથી થયેલી છે. 'ગર્ભદીપ'માંથી 'ગર્ભો' અને ગરબો થયું. ગર્ભ એટલે ઘડો. ઘડો એ બ્રહ્માંડની કલ્પના છે. તેમાં પ્રગટાવેલી દીપકની જ્યોત જીવનનાં સાતત્ત્યની ઝાંખી કરાવે છે. આમ ગરબો એ આદ્યશક્તિ જગતમાતા તરફનાં ભક્તિભાવનું પ્રતીક છે.

નોરતાનાં નવે દિવસ ગુજરાતનાં ગામડાઓ અને શહેરની શેરીઓ ગરબાથી ગૂંજી ઉઠે છે. નોરતા પ્રસંગે ઘરમાં જવારા વાવીને માતાજીની સ્થાપના કરવામાં આવે છે. રાત્રિ વેળાએ ગરબામાં દીવો પ્રગટાવવામાં આવે છે અને માતાજીનું સ્થાનક ચોકમાં પધરાવીને કન્યાઓ તેને ફરતી-ફરતી ગરબા ગાય છે.

**ગરબી** - ગરબો એટલે છિદ્રવાળો ઘડો અને ગરબી એટલે લાકડાની માંડવડી એવો અર્થ થાય છે.

ગરબી એ પુરુષો માટેનો નૃત્યપ્રકાર છે. ગરબીમાં દાંડિયા, ઢોલ, નરઘાને મંજીરાનો ઉપયોગ થાય છે. રાસડાની જેમ ગરબીમાં નર્તનની વિવિધતા પ્રમાણમાં ઓછી જોવા મળે છે.

ગરબી નોરતા ઉપરાંત જન્માષ્ટમી, જળઝીલણી અગિયારસ જેવા ઉત્સવોનાં પ્રસંગે ગવાય છે. ગરબીને રાસ-નૃત્યનો એક પ્રકાર જ ગણી શકાય. ગરબીનાં ગીતો પણ એટલાં જ જોમવંતા જોવા મળે છે.

**વા વાયા ને વાદળ ઉમટ્યાં,**
**ગોકુળમાં ટહુક્યા મોર**
**મળવા આવો સુંદરવર શામળીયા...**

આ ઉપરાંત મેર લોકોનાં દાંડિયારાસ, સૌરાષ્ટ્રનાં સોળંગા રાસ, ટિપ્પણી રાસ, જાગનૃત્ય, મંજીરાનૃત્ય, હીંચનૃત્ય, હુડા રાસ, ઠાગાનૃત્ય, ઢોલો રાણો, હોળી નૃત્ય, સીદીભાઈઓનું ધમાલ અથવા મશીરાનૃત્ય જેવાં અનેકવિધ લોકનૃત્યો ગુજરાતમાં પ્રચલિત છે. જેનું સામાજિક અને સાંસ્કૃતિક મૂલ્ય અનેરું છે. હવે તો માત્ર નવરાત્રિનાં ગરબા-ગરબી અને રાસ ખૂબ જ પ્રખ્યાતિ પામ્યા છે ; તો પણ ગામડામાં હજુ ધાર્મિકભાવના સાથે સંસ્કૃતિ ધબકે છે.

ભાલ અને સૌરાષ્ટ્રનો 'ટીટોડો' નૃત્ય લગ્ન કે ઉત્સવ પ્રસંગે ઢોલનાં તાલે તાલે કુંવારી કન્યાઓ લેતી હોય ત્યારે જોનારા મુગ્ધભાવમાં આવી જાય છે.

તરીહ વરહનો ટીટડો
એનાં મોંમાં દુધિયા દાંત
બોલે ટીટોડો.

# નવરાત્રિ પર્વે લક્ષ્મીનારાયણહૃદયનું અનુષ્ઠાન

- ચિંતન જોષી

નવરાત્રિ શબ્દ સાંભળતા જ મન અને તન થનગની ઊઠે છે. તેની તૈયારીઓ મહિનાઓ પહેલાં થવા લાગે છે. યુવાનો તો આ દિવસની જાણે કાગડોળે રાહ જોતાં હોય છે. આખા વર્ષની જાણે આ જ ક્ષણની પ્રતીક્ષા સૌ કોઈને હોય છે. આ તો વાત થઈ જગતનાં સામાન્ય વ્યક્તિઓની, પણ પરમપિતા પરમાત્માના સાધકો પણ આ નવરાત્રિની તૈયારીઓ ઘણાં સમય પહેલાં કરવાં લાગે છે. કારણ કે નવરાત્રિ એટલે એમને મન અનુષ્ઠાન, જપ, તપ જેવા ભગવદ્સંબંધી સત્કર્મો કરવાનો દિવ્ય અવસર.

કહેવાય છે તીર્થક્ષેત્રમાં કરેલાં જપ અનેકગણા થઈ જાય છે. તે જ રીતે આવા નવરાત્રિ જેવાં પવિત્ર દિવસોમાં કરેલું અનુષ્ઠાન પૂર્ણફળદાયી નીવડે છે. માટે જ ખરેખર સમજદાર છે, તે આ દિવસોને વેડફવાં કરતાં અનુષ્ઠાનથી ધન્ય બનાવે છે. ભગવાન શ્રીસ્વામિનારાયણે આપણને સાત્વિક ઉપાસનાની અનેરી ભેટ આપી છે. ભગવાન શ્રી સ્વામિનારાયણની પરંપારને અનુરુપ એવું જો કોઈ અનુષ્ઠાન હોય તો તે છે, શ્રીલક્ષ્મીનારાયણહૃદયમ્નું અનુષ્ઠાન.

લક્ષ્મી તો નારાયણનું હૃદયસ્થાન છે, માટે જ સહજાનંદસ્વામીએ વડતાલમાં શ્રીલક્ષ્મીનારાયણદેવની પ્રતિષ્ઠા કરી. એટલું જ નહિ પણ મહારાજ કહે છે કે જે હરિભક્ત પૂર્ણિમાનાં દિવસે અમે પ્રતિષ્ઠિત કરેલાં લક્ષ્મીનારાયણાદિક સ્વરૂપોનાં દર્શન કરશે તેનાં અમે સર્વમનોરથો પૂર્ણ કરીશું.

सर्वे मनोरथास्तेषां सिद्धिमेष्यन्ति निश्चितम् ।
भुक्तिं तथेप्सितां मुक्तिं प्राप्स्यन्तेषां प्रसादतः ॥

ભુક્તિ અને મુક્તિ બન્નેને અપનાવનારા દેવ છે. મા લક્ષ્મી ભુક્તિ આપે છે તો નારાયણ મુક્તિ આપે છે. આ જ લક્ષ્મીનારાયણ દેવનું અનુષ્ઠાન એટલે શ્રીલક્ષ્મીનારાયણહૃદયમ્, એમાં પણ નવરાત્રિનાં દિવ્ય દિવસોમાં યથાવિધિ જે સાધક આ લક્ષ્મીનારાયણ હૃદયનાં અનુષ્ઠાનથી શ્રીહરિની ઉપાસના કરે છે તેને એની દિવ્યતાનો અનુભવ થયા વિના રહેતો નથી. શ્રી ની કૃપા વિના શ્રીહરિની પ્રાપ્તિ શક્ય નથી.

'श्रयति इति श्रीः, श्रीयते सर्वैः इति श्री : ।'

જે નારાયણને આશરે છે એ લક્ષ્મી છે, અને આ જ લક્ષ્મી નારાયણનો આશરો હાથ પકડીને કરાવે છે. માટે જ શુદ્ધભાવથી કરેલું અનુષ્ઠાન ભૌતિક રીતે સુખિયા કરે જ છે. પણ અંતરની સમૃદ્ધિનું પ્રદાન મા લક્ષ્મી કરે છે. નારાયણ સંકુચિત અંતરમાં નથી પ્રવેશતાં એ તો નિત્ય સમૃદ્ધ અંતરની પ્રતિક્ષા કરે છે. અને નારાયણની આ પ્રતિક્ષા એમની સહધર્મચારિણી લક્ષ્મી પુરી કરે છે. લક્ષ્મી પોતાનાં પતિ એવા નારાયણની ઝંખનાને પૂરી કરવા એવી પાત્રતા સતત શોધે છે. અને એ પાત્રતાને કેળવવાનો શ્રેષ્ઠ માર્ગ એટલે શ્રીલક્ષ્મીનારાયણહૃદયમ્ નું અનુષ્ઠાન.

લક્ષ્મીનારાયણહૃદયનાં દ્રષ્ટા ભૃગુ ઋષિ છે. જે માતા લક્ષ્મીનાં પિતા છે આ લક્ષ્મીનારાયણહૃદય ને બે વિભાગમાં વહેચ્યા છે. શ્રીલક્ષ્મીહૃદયમ્ અને શ્રીનારાયણહૃદયમ્ લક્ષ્મીનારાયણહૃદયનાં પારાયણનો ક્રમ નિશ્ચિત છે. જેને સંપુટીકરણ અને સંકલીકરણ એવાં બે નામો આપવામાં આવ્યા છે. સંપુટીકરણ ક્રમની અંદર લક્ષ્મીજીને નારાયણથી સંપુટ કરવામાં આવે છે. એટલે કે લક્ષ્મીજીની પહેલાં પણ નારાયણ અને લક્ષ્મીજીની પછી પણ નારાયણ. સંપુટીકરણનો ક્રમ આ પ્રકારે છે. નારાયણહૃદયમ્ + લક્ષ્મીહૃદયમ્ + નારાયણહૃદયમ્ = સંપુટીકરણ. આવા બે સંપુટીકરણ કરવામાં આવે ત્યારે ૧ સંકલીકરણ પારાયણ થાય. જે સાધક આ રીતે પારાયણ કરે છે તેનાં જીવનમાં, પરિવારમાં, કુટુંબમાં લક્ષ્મીજી પધારે છે. પણ, લક્ષ્મીજીની પહેલાં નારાયણ પધારે છે, અને લક્ષ્મીજીનાં આગમન પછી પણ નારાયણ ઉભાં રહે છે. અત્યંત ચંચળ સ્વભાવ ધરાવતાં મા લક્ષ્મી પણ પોતાનાં પતિ એવા નારાયણ પાસે નિર્મલ થઈ જાય છે, પરમ સાત્વિક થઈ જાય છે. માટે જ આ અનુષ્ઠાન નવરાત્રિમાં

વિશેષ ફળદાયી છે. નવરાત્રિ કલ્પવૃક્ષ છે. જાણે સ્વર્ગનું કલ્પવૃક્ષ સમગ્ર બ્રહ્માંડની ઉપર છાંયડી આ નવ દિવસ આપે છે. જે જેવું અનુષ્ઠાન કરે તે તેવાં થઈ જાય છે.

આ લક્ષ્મીનારાયણહૃદયનાં શ્લોકો અત્યન્ત ભાવપૂર્ણ છે. સ્વામિનારાયણ ભગવાનનાં તત્ત્વજ્ઞાનનો સાર દાસત્વભક્તિ છે. એક દાસનો પોતાના સ્વામિ એવાં ભગવાન પ્રત્યે કેવો ભાવ હોવો જોઈએ તેનું સુંદર નિરૂપણ આ ગ્રંથમાં જોવા મળે છે. લક્ષ્મીજીનો મૂળ સ્વભાવ ચંચળ નથી. ચંચળતાનું શ્રેષ્ઠ નાટક જો કોઈએ કર્યુ હોય તો તે લક્ષ્મીજીએ કર્યુ છે. લક્ષ્મીજીનો મૂળ સ્વભાવ તો પોતાના સ્વામી એવા નારાયણનો ભેટો કરાવવાનો છે. તેવું આ સ્તોત્રથી ફલિત થાય છે.

નારાયણહૃદયમાં ભગવાનનું ભગવદ્પણું સહેજે પ્રગટે છે. વેદ અને ઉપનિષદોનો સાર એટલે નારાયણહૃદય. સર્વપ્રકારનાં કર્મોનું ફળ એટલે નારાયણહૃદય. આ જગતમાં જે કંઈ છે તે નારાયણ જ છે. નારાયણ વિના જગત સંભવી જ ન શકે. નારાયણ છે તો સૂર્ય છે. નારાયણ છે તો ચંદ્ર છે. નારાયણ છે તો આપણે બધાં છીએ. નારાયણ ન હોય તો જગત આખું પાણી વિનાનાં માછલાંની જેમ તડપીને મરી જાય છે.

આવા શરણાગતિનાં સર્વોચ્ચભાવ સાથે નારાયણહૃદયનું અનુષ્ઠાન થયું હોય અને એનાં હૃદયને વિષે પરમાત્મા પ્રગટ ન થાય એવું કેમ બને ? ભગવાન શ્રીસ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં કહ્યું કે, 'हृदयेजीववत्जीवे योन्तर्यामीतया स्थितः ।' હૃદયને વિષે જીવ જેવા જીવ થઈને પરમાત્મા અંતર્યામી સ્વરૂપે રહ્યાં છે. ભગવાનની આવી દિવ્યવાણીનો સાક્ષાત્કાર આ સ્તોત્રનાં પારાયણથી જ થાય છે. નારાયણહૃદયનાં પારાયણથી અંતરમાં દિવ્ય જ્યોતિ પ્રગટે છે. તો લક્ષ્મીહૃદય એ જ્યોતિમાં પ્રેમનું દિવેલ પૂરીને જ્યોતિને અવિરત પ્રગટાવે છે.

નવરાત્રિનાં આ દિવસોમાં લક્ષ્મીજીનાં અનુગ્રહ સાથે નારાયણની પાસેથી મોક્ષની માંગણી કરીને આપણે આપણું જમા પાસું ભરવું જોઈએ. નવરાત્રિનાં દિવસોનું મહાત્મ્ય અનેરું છે, તે જ રીતે લક્ષ્મીનારાયણહૃદયનો ક્રમ પણ અનેરો છે. જે સાધક નવરાત્રિનાં આ દિવસોમાં એકોત્તર વૃદ્ધિ ક્રમથી પારાયણ કરે છે. તેને ઘેર સુવર્ણની વૃષ્ટી થાય છે. એકોત્તરવૃદ્ધિ ક્રમ એટલે પ્રથમ દિવસે એક સંકલીકરણ (એક સંકલીકરણ એટલે બે સંપુટીકરણ) દ્વિતીય દિવસે બે સંકલીકરણ પાછ, તૃતીયમાં ત્રણ એમ એક-એક દિવસે એક-એક પાઠ વધારતાં આઠમાં અને નવમાં દિવસે આઠ અને નવ પાઠ થાય છે. અને દશેરાને દિવસે કરેલાં પાઠનો દશાંશ યજ્ઞ થાય છે. ત્યારબાદ પ્રથમ દિવસે જે કલશમાં લક્ષ્મીનારાયણદેવનું આવાહન કર્યું હોય, તે કળશનાં જળથી યજમાનને અવભૃથ્ સ્નાન કરાવવામાં આવે છે.

આવા પરમકલ્યાણમય સ્તોત્રનાં પાઠ કરવાથી નારાયણની ભક્તિ પ્રાપ્ત થાય છે. શ્રીહરિનાં દાસ. એવા ભક્તોની સેવાનો લાભ મળે છે. સદ્‌ગુરુ દ્વારા ઉપદેશિત મંત્રોમાં દૃઢ નિષ્ઠા થાય છે. બુદ્ધિ નિર્મળ થાય છે. આવા પારલૌકિક સુખની પ્રાપ્તિ સાથે લૌકિક સુખની પણ પ્રાપ્તિ થાય છે. સાધકને વાકપટુત્ત્વ, પૃથ્વીપતિત્વ, પુત્રપૌત્રાદિક સંપત્તિ, આયુ અને સકલ મનોરથો પૂર્ણ થાય છે.

નવરાત્રિ સિવાય દર શુક્રવારે પણ સાંજનાં સમયે આ સ્તોત્રનું અનુષ્ઠાન એટલું જ ફળદાયી છે. જે વ્યક્તિ પાઠ કરવા સમર્થ નથી તેના માટે શુક્રવારે રાત્રે શ્રદ્ધાપૂર્વક કરેલું ગ્રંથનું પૂજન પણ એટલું જ ફળદાયી છે.

આપણે ભાગ્યશાળી છીએ કે દર્શનમ્ સંસ્કૃત સંસ્થાનમ્‌માં પ્રધાનાચાર્ય શ્રીરામપ્રિયજીનાં માર્ગદર્શન નીચે આપણને આવા દિવ્ય અનુષ્ઠાન કરવાની પ્રેરણા પ્રાપ્ત થઈ છે. આ અનુષ્ઠાન પ.ભ. શ્રી ડૉ. વિપુલભાઈ દેવજીભાઈ પટેલ નવરાત્રિનાં સમયમાં છેલ્લાં પાંચ વર્ષથી કરાવી રહ્યા છે. એટલું જ નહિ પોતાનાં વ્યાવસાયિક જીવનમાંથી પણ સમય લઈને ઋષિકુમારો સાથે નવરાત્રિની નવમીએ દસ-દસ કલાક પૂજન તથા પારાયણમાં ભાગ લઈને ધન્યતા અનુભવી રહ્યા છે, અને અનુષ્ઠાનની દિવ્ય અનુભૂતિ પણ તેમને આંતરિક રીતે થઈ રહી છે.

પરમ પૂજ્ય સદ્‌ગુરૂ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજીસ્વામીની પ્રેરણાથી આ લક્ષ્મીનારાયણહૃદય સ્તોત્રની વૈદિક પૌરાણિક પૂજા સહિત ડૉ. વિપુલભાઈ પટેલનાં સૌજન્યથી એક પુસ્તિકા પણ પ્રકાશિત કરવામાં આવી છે. જે દર્શનમ્ સંસ્કૃત સંસ્થાનમ્ થી પ્રાપ્ત છે.

## સંતો સાથે સંવાદ

નવરાત્રિ પર્વ એટલે નવ નોરતાનો ઉત્સવ. રાસ-ગરબા અને હવે છેલ્લા કેટલાક વર્ષોથી વાયબ્રન્ટ ગરબા-વાયબ્રન્ટ ગુજરાતની આપણી આનંદ માણવાની અનોખી ભૂમિકામાં વિસરાઈ જતી સંસ્કૃતિ, ભક્તિ-આરાધના અને શક્તિ ઉપાસના અંગેની આ ચર્ચા સાથે 'ગુરુકુલ દર્શન' સામયિકના સેવકોએ કેટલાક સંતો અને વડતાલ પીઠાધિપતિ પરમ પૂજ્ય આચાર્યમહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ સાથે આ અંગે સંવાદ કર્યો તે આ અંકમાં પ્રગટ કરીએ છીએ.

પૂજ્ય મહારાજશ્રી અને સંતો સાથેના આ સંવાદમાં મુખ્ય પ્રશ્ન નવરાત્રિપર્વની ઉજવણીના હેતુ-ઉદ્દેશ્યનો રહ્યો છે તેથી સૌ સંતોનાં સ્વરમાં જે વિશુદ્ધ ભાવના પ્રગટ થયેલી છે તેનો સાર સમજવા અને વિશેષ નવરાત્રિ દરમિયાન આપણે ઉપાસક બનીએ, આરાધક બનીએ તેમજ નવરાત્રિ પર્વમાં ફેલાતા દૂષણોને નિવારીએ એટલી જ અભ્યર્થના સાથે આ સંવાદ પ્રસ્તુત છે.

— તંત્રી - ગુરુકુલ દર્શન.

# ભક્તિભાવના અને આનંદનું પર્વ

પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી રાકેશપ્રસાદજી મહારાજ
શ્રીલક્ષ્મીનારાયણદેવ પીઠાધિપતિ - વડતાલ ધામ.

ભગવાન શ્રી સ્વામિનારાયણ સંસ્થાપિત આપણા ઉદ્ધવ સંપ્રદાયમાં સર્વ દેવી-દેવતાઓનો સ્વીકાર છે. આપણાં સત્સંગમાં કોઈનો અનાદર નથી. બધાં દેવો પ્રત્યે ખૂબ જ આદર-માન અને ભક્તિભાવની લાગણીઓ પ્રગટેલી આપણા શાસ્ત્રોમાં જોવા મળે છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણ સ્વયં પોતાનાં સંતો-હરિભક્તો સાથે વિવિધ ઉત્સવો-મહોત્સવો મનાવતા. ઉત્સવ નિમિત્તે ભેગા થયેલા સત્સંગી-બિનસત્સંગી સૌને શ્રીજીમહારાજ પોતાનાં હાથે પ્રસાદ વહેંચતા. ઉત્સવ-સમૈયાનો મહાન હેતુ ભક્તોને આનંદ આપવાનો અને અન્ય વર્ગને હેતભાવથી સત્સંગમાં જોડવાનો રહ્યો છે. શ્રીજી મહારાજ તો વચનામૃતમાં ત્યાં સુધી કહે છે કે, "અમે મોટા મોટા વિષ્ણુયાગ કરીએ છીએ તથા જન્માષ્ટમી અને એકાદશી આદિક વ્રતનાં વર્ષોવર્ષ ઉત્સવ કરીએ છીએ અને તેમાં બ્રહ્મચારી, સાધુ, સત્સંગીને ભેળા કરીએ છીએ અને જો કોઈક પાપી જીવ હોય અને તેને પણ જો એમની અંતકાળે સ્મૃતિ થઈ આવે તો તેને ભગવાનનાં ધામની પ્રાપ્તિ થાય." આમ ઉત્સવો દ્વારા - સમૈયા દ્વારા અનંતજીવોના કલ્યાણ કરવાનો ઉદ્દેશ્ય શ્રીજી મહારાજ અને મોટા સંતોનો રહ્યો છે.

નવરાત્રિ પણ એક આનંદ-ઉત્સાહનું પર્વ છે. વિશુદ્ધપણે અંબામાતાજીનું પર્વ છે. માતા પાર્વતીજી અને મહાદેવજીનો મહિમા શિક્ષાપત્રી જેવા આધારભૂત ગ્રંથમાં તેમજ અન્ય આપણા સંપ્રદાયનાં ગ્રંથોમાં થયેલો છે. તેથી આપણે પણ આ દેવતાઓને માનીએ છીએ, પૂજીએ છીએ. પરંતુ આપણા ઉપાસ્ય ઈષ્ટદેવ તો સ્વયં ભગવાન શ્રી સ્વામિનારાયણ છે.

શાસ્ત્રીય રીતે ભગવાન શ્રીહરિના અનેકવધ રૂપો છે. અનેક અવતારો છે અને અન્વય-વ્યતિરેક સ્વરૂપે પણ ભગવાન પુરુષોત્તમનારાયણ અણુએ અણુમાં વ્યાપીને રહેલા છે. તેમજ પોતાનાં અક્ષરધામમાં પણ દિવ્ય સ્વરૂપે સ્વતંત્ર થકા, સાકાર સ્વરૂપે બિરાજીને અનંત મુક્તોને આનંદ આપી રહ્યા છે. આ અર્થમાં આપણા ઉપાસ્ય ઈષ્ટદેવ બધામાં છે; તો દેવી-દેવતાઓમાં પણ દિવ્યભાવે બિરાજી રહ્યા છે એવા ભાવથી દર્શન-પૂજન થાય છે.

નવરાત્રિ પર્વનો મુખ્ય સંબંધ આજનાં સમયમાં રાસ-ગરબા સાથે છે. આ રાસ-ગરબાને ધંધાદારી લોકોએ વધારે રાજસી અને તામસીરૂપ આપી દીધું છે. એમાંથી સાત્ત્વિકતા લગભગ મરી પરવારી છે, તો પછી ધાર્મિક ભક્તિભાવના કે મા અંબિકાની ઉપાસના ક્યાંથી સંભવે ? તેથી નવરાત્રિની ઉજવણી ઘરમાં ભક્તિભાવથી થાય, સોસાયટીમાં સામૂહિક રીતે કન્યાઓ ગરબા લઈને પૂજનવિધિમાં જોડાય. પવિત્ર બ્રાહ્મણો દ્વારા વિધિવિધાન સાથે પૂજા થાય અને સ્ત્રી-પુરુષ વચ્ચેની શાસ્ત્રીય મર્યાદાનું પાલન કરીને આનંદ મનાવાય તેમાં જ ખરું નવરાત્રિનું હાર્દ સમાયેલું છે.

વચનામૃતમાં શ્રીજી મહારાજ કહે છે કે એક ભગવાનને સર્વકર્તા જાણીને તપે કરીને જ ભગવાન ને રાજી કરવા અને રાધીકાજી તથા લક્ષ્મીજી તેની પેઠે ભગવાનને પ્રેમલક્ષણા ભક્તિએ કરીને ભજવા એ અમારો સિદ્ધાંત છે.

# સાત્ત્વિકપર્વ નવરાત્રી

**- પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી**

વિષ્ણુસહસ્રનામમાં ભગવાન પુરુષોત્તમનારાયણને મહાબુદ્ધિઃ અર્થાત્ સર્વત્ર વ્યાપક જ્ઞાનવાળા, મહાવીર્ય અર્થાત્ અતિશય પરાક્રમી અને મહાશક્તિઃ અર્થાત્ સર્વત્ર વ્યાપક એવી શક્તિવાળા અને મહાદ્યુતિઃ અર્થાત્ અતિશય તેજસ્વી. વગેરે નામોથી નિરુપણ થયેલું છે.

પરમાત્માની અનંત શક્તિઓ છે. એ શક્તિઓ સૃષ્ટી સમયે લક્ષ્મી, સાવિત્રી અને પાર્વતી રુપે પ્રગટે છે. આ શક્તિઓ સાત્ત્વિક, રાજસી અને તામસી એવા ભેદથી અનેકવિધ છે. દુષ્ટોના સંહાર માટે એ શક્તિ તામસી છે, મનુષ્યોના મનોરથ પૂરા કરવા એ રાજસી છે અને ભગવાનની આરાધના કરવામાં સહયોગી થનાર એ શક્તિ સાત્ત્વિક છે.

આ તમામ શક્તિઓનાં ધારક ભગવાન છે અને શક્તિ ભગવાનને આશ્રિત છે. તેનાં આધારે રહેલી છે. તેથી વિશુદ્ધ ઉપાસના પરંપરાઓમાં મહાશક્તિનાં સ્વરૂપમાં સ્વયં પુરુષોત્તમનારાયણની જ ઉપાસનાભક્તિ કરવામાં આવે છે.

દેવી-દેવતાની વાતો ધર્મસમાજમાં જે રીતે થાય છે તેમાં અહમ્-મમત્ત્વનાં કારણે ઘણો જ ગોટાળો પ્રવર્તે છે; છતાં કોઈપણ ધર્મનાં દેવ-દેવી કે દેવતાની અવગણનાં, નિષેધ કે નિંદાનાં પરિહાર માટે ભગવાન શ્રી સ્વામિનારાયણે શિક્ષા આપી છે.'निन्दत नही कोई-देवकुं ।' કોઈપણ દેવની નિંદા કરવી નહી અનો સાંભળવી નહીં. નવરાત્રિ પર્વની ઉજવણીનાં સંદર્ભમાં પણ આપણા ઈષ્ટની ઉપાસના, આરાધના, ભક્તિ અને સંકીર્તન સાથે જેટલું ભગવાનનું સાન્નિધ્ય, સત્સંગ સભર વાતાવરણ મળે અને સંતોનો સમાગમ થાય એ જ સાચી ઉજવણી છે.

આપણાં સત્સંગમાં વિવેકપૂર્ણ રીતે સારી બાબતોનો સર્વથા સ્વીકાર થયેલો છે; તેથી જ ભગવાન શ્રી સ્વામિનારાયણનાં નંદસંતોએ ગરબા, ગરબી ઢાળનાં કીર્તનો રચ્યા છે. સંતોએ લગ્નનાં ગીતો પણ રચેલા છે. આજે પણ આ કીર્તનો અને ગરબીઓ ગવાય છે.

ઈષ્ટદેવની ઉપાસના સાથે દર વર્ષે ઉજવાતું નવલું નવરાત્રિનું પર્વ આપણા સૌના જીવનમાં આધ્યાત્મિક ઉજાસ સાથે સુખ, સમૃદ્ધિ અને આનંદનું જનક બની રહો.

# શ્રીકૃષ્ણ પ્રત્યે શરણાગતિ

**- પરમ પૂજ્ય શ્રી યશોમતિનંદનદાસજી મહારાજ**
**અધ્યક્ષ શ્રી કૃષ્ણભાવનામૃ સંઘ (ઈસ્કોન મંદિર) અમદાવાદ**

આંતરરાષ્ટ્રીય કૃષ્ણભાવનામૃત સંઘ (ઈસ્કોન)માં શ્રીકૃષ્ણની જ ભક્તિનું મહત્ત્વ છે. રાધાજી અહીં શક્તિસ્વરૂપા નથી પણ ભક્તિસ્વરૂપા છે. રાધાજી ભક્તોની ભક્તિને પુષ્ટ કરે છે.

જે દુર્ગા શક્તિ છે તે ભૌતિક શક્તિ છે, જેને શ્રીમદ્ ભાગવતમાં યોગમાયા કહેલી છે. યોગમાયાએ ભગવાનની આજ્ઞાથી દેવકીમાતાનાં સાતમાં ગર્ભને પોતાની શક્તિ વડે આકર્ષણ કરીને રોહીણીમાતાના ગર્ભમાં સ્થાપિત કર્યો. યોગમાયાની આ સેવોથી સ્વયં ભગવાને તેને એવું વરદાન આપેલું છે કે કળીયુગમાં તમે લોકોને ઈચ્છિત વરદાન આપવામાં સમર્થ થશો. પૃથ્વી પર તમારા અનેક પીઠસ્થાનો સ્થાપશે અને દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અંબિકા વગેરે અનેક નામોથી પૂજા કરશે.

આમ શક્તિનાં વિવિધ સ્વરૂપો છે, તે આખરે ભગવાનની યોગમાયા છે. પરંતુ જે ભગવાન શ્રીકૃષ્ણનું શરણ ગ્રહણ કરી લે છે, તેને આ માયાનાં બંધનોમાંથી મુક્તિ મળે છે, એવું સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માનું વચન છે. 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।'

જે ભગવાનને શરણે રહે છે. તેને માયાશક્તિની આરાધના-ઉપાસના કરવાની જરૂર રહેતી નથી, તેથી ભક્તોને નિષ્કામ કહ્યા છે. જેનાં ચિત્તમાં અનેક પ્રકારની કામનાઓ છે. અને વિવિધ ઈચ્છાઓ દ્વારા જેની બુદ્ધિ હરાઈ ગઈ છે. એવા લોકો જ દેવી-દેવતાઓને ભજ્યા કરે છે અને એ દેવી-દેવતાઓ પાસે નિત્ય-નવી માગણીઓ કર્યા કરે છે. આ દેવતાઓ ભગવાનની શક્તિઓ છે, તેથી એવા વાસનાવાળા લોકોની ઈચ્છાઓ પૂરી કરે છે પરંતુ ઈચ્છાઓનો ક્યાંય અંત આવતો નથી તેથી તેમની મુક્તિ થતી નથી અને ભગવાનની ભક્તિનો માર્ગ તેમને ક્યારેય પ્રાપ્ત થતો નથી. માટે એકમાત્ર શ્રીકૃષ્ણ પરમાત્માનું જ શરણું લઈને આ મનુષ્ય જન્મ સાર્થક કરી લેવો જોઈએ.

# આત્મસંયમનું પર્વ

**- પરમ પૂજ્ય સ્વામી અધ્યાત્માનંદજી**
**અધ્યક્ષશ્રી શિવાનંદ આશ્રમ - અમદાવાદ**

માર્કંડેય પુરાણની કથા પ્રમાણે દેવી-શક્તિ દ્વારા જે રાક્ષસોનો નાશ કરાયો તે કથા એવું બતાવે છે કે આતંકવાદ સૃષ્ટિનાં પ્રારંભથી જ છે. આધ્યાત્મિકભાવથી દૈવીશક્તિઓ દ્વારા અહંકારરૂપી રાક્ષસનો નાશ કરવો એ જ ખરી નવરાત્રિની સાધના છે, ઉપાસના છે. આપણામાં રહેલા કામ, ક્રોધ, લોભ, મોહ, દંભ, છળ, કપટ જેવા આતંકવાદીઓનો નાશ કરવા માટે આત્મસંયમરૂપી દૈવી-શક્તિ વડે વિજય પ્રાપ્ત કરવો એ જ નવરાત્રિ પર્વનું માહાત્મ્ય છે.

નવરાત્રિમાં ઉપવાસ કરવાનું ઘણું જ મહત્ત્વ છે. ઉપ અર્થાત્ સમીપે અને વાસ એટલે નિવાસ- રહેવું. નવરાત્રિ દરમિયાન પોતાનાં ઈષ્ટદેવ એવા પરમાત્માની નજીક રહીએ તો આપણને દિવ્ય શક્તિઓ પ્રાપ્ત થાય. પરમાત્માની નજીક રહીને આત્મસંયમ અને આત્મચિંતન કરીએ એ સાચા અર્થમાં નવરાત્રિ પર્વ ઉજવ્યું કહેવાય.

નવરાત્રિમાં ઘરમાં ગરબો પધરાવી તેમાં દીવો પ્રગટાવીને પૂજા કરવાની પરંપરા છે. આ ગરબો એટલે ગર્ભદીપ. આપણું શરીર પણ એક ગરબો છે તેમાં આત્મારૂપે દીવો પ્રગટાવેલો છે. આ આત્મરૂપી દીવડાનો પ્રકાશ ઈન્દ્રિયો દ્વારા પ્રકાશિત થાય છે. આ રીતે આત્માનું પ્રગટીકરણ કરવાનું આ પર્વ છે.

નવરાત્રિમાં રાસ રમવા, ગરબે ઘૂમવું કે આનંદ મનાવવો એ સાત્ત્વિક રીતે ભક્તિભાવથી થતું હોય તો સારું છે. જેમ સ્વામિનારાયણ સંપ્રદાયનાં સંતો કીર્તનભક્તિ સાથે રાસ લેતા હોય છે; એ જ રીતે સ્વામિનારાયણ ભગવાનનાં આશ્રિત હરિભક્તો પણ ધર્મમર્યાદામાં રહીને રાસ રમીને ભક્તિભાવ પ્રગટ કરે છે. સ્વામિનારાયણ ભગવાનનાં ઘણાં મંડળોમાં તો સંતોનો એવો પ્રભાવ છે અને આદેશ પણ છે કે આપણા યુવાન-યુવતીઓએ બજારું રાસ-ગરબામાં જોડાવું નહીં. ભગવાન શ્રી સ્વામિનારાયણ અને સંતોને રાજી કરવા માટે મંદિરમાં કે ધર્મસ્થાનોમાં જઈને કીર્તન, ભક્તિ, સંગીત રાસ અને સાત્ત્વિક મનોરંજન માણવું પણ સ્ત્રી-પુરુષની મર્યાદાનો ભંગ થાય એવા કોઈ કાર્યક્રમમાં ભાગ લેવો નહી, અને આ આદેશ પ્રમાણે ઘણાં યુવામંડળો અને યુવતીમંડળો તેમજ હરિભક્તો આ પર્વને ભગવત્ પ્રસન્નતાના પર્વ તરીકે ઉજવે છે. એ ઘણી જ સારી બાબત છે. મને પણ છારોડી ગુરુકુલમાં સંતો સાથે રાસ લેવાનો લાભ મળ્યો છે. શરદપૂર્ણિમાં પ્રસંગે જ્યારે પૂજ્ય જોગી સ્વામી બિરાજતા ત્યારે છારોડી ગુરુકુલમાં માધવપ્રિયદાસજી સ્વામી સાથે અને સંતો સાથે રાસ રમવાનો લાભ મેં પણ લીધો છે.

**- પરમ પૂજ્ય સદ્‌ગુરુ સ્વામી જ્ઞાનજીવનદાસજીસ્વામી**
**સ્વામિનારાયણ મંદિર કુંડળધામ**

વ્હાલા ભક્તજનો - જય સ્વામિનારાયણ

અમે સત્સંગીઓ અને સંતો નવરાત્રિ મહોત્સવ મનાવીએ છીએ. સ્વામિનારાયણ ભગવાનનાં લીલાચરિત્ર અને ઉપદેશનો ગ્રંથ સત્સંગિજીવન છે. આ ગ્રંથમાં સરધાર ગામે વાઘજીત દરબારને શ્રીજીમહારાજે નવરાત્રિ પર્વ પ્રસંગે ઉપદેશ આપ્યો છે. આ લોકો નવરાત્રિમાં જીવહિંસા કરતા તેથી તેનો નિષેધ કરીને શ્રીજીમહારાજે કહ્યું કે 'હે ભક્તજનો ! માતાજીને આપણે માનીએ છીએ. માતાજીનાં નવદિવસ એ પાવનકારી દિવસો છે, એમાં કોઈપણ પ્રકારનો અધર્મ થાય એ દેવી-દેવતાને કદી ગમે જ નહિ. આ તમારી રૂઢિ-પરંપરા યોગ્ય નથી. માટે જીવહિંસા, મદ્યપાન, વ્યભિચાર વગેરેથી મુક્ત થઈને માતાજીનાં પૂજન, અર્ચન કરીને દેવીનું વ્રત કરવું.'

આ વ્રત પાર્વતી માતાને ઉદ્દેશીને થાય છે. પાર્વતી માતા તો સાત્ત્વિક અને મહાપવિત્ર દેવી છે, એ તો મોટા સતી છે. એમને દુરાચાર પસંદ હોય જ નહી. માટે જ્યાં દેવી-દેવતા નિમિત્તે અનાચાર-દુરાચાર થતો હોય તેનાથી સત્સંગી તરીકે આપણે દૂર રહેવું.

શ્રીજી મહારાજનાં આશ્રિત બ્રાહ્મણોને પણ શ્રીજીએ આજ્ઞા કરી કે તમારે આ વ્રત નિમિત્તે ચંડીપાઠ કરવા નહિ અને ચંડીપાઠ કરવા જ પડે તેમ હોય ત્યારે યજમાનને સંતોષ પમાડવા ચંડીપાઠ કરવા અને આજીવિકા ચલવવી પરંતુ તમારે આ નિમિત્તે

પ્રાયશ્ચિત જરૂર કરવું.' આ રીતે નવરાત્રિપર્વની કથા સત્સંગીજીવનમાં સાંભળવા મળે છે.

અમે પણ આ પવિત્ર પર્વ પ્રસંગે પૂર્ણ પુરુષોત્તમ નારાયણને પ્રસન્ન કરવા યુવામંડળો અને મહિલામંડળોનાં અલગ અલગ રાસોત્સવ કરાવીએ છીએ. એમાં ભગવાનશ્રી સ્વામિનારાયણની જ ઉપાસના દૃઢ થાય તે માટે નંદસંતોએ રચેલી ગરબીઓ-કીર્તનોની ઓડિયો સી.ડી. વગાડીને ભક્તિપર્વનો મહોત્સવ કરીએ છીએ. સૌ યુવાનો અને યુવતીઓ ભક્તિભાવથી આ નવરાત્રિપર્વમાં હોંશે હોંશે જોડાય છે.

અમારા કુંડળ સ્વામિનારાયણ મંદિરમાં તો યુવાન સંતો અને પાર્ષદો પણ નવરાત્રિ મહોત્સવનાં રાસ-ગરબામાં ઉત્સાહથી જોડાય છે. એનાંથી ભક્તિ થાય છે. યુવાન સંતોને શારીરિક શ્રમ પણ જરૂરી છે. એનાથી સ્વાસ્થ્ય જળવાય છે. સંતો પાર્ષદો આખો દિવસ ભજન-સ્વાધ્યાયમાં વ્યસ્ત રહેતાં હોય તેથી તેનાં મનને પણ આ રાસોત્સવથી હળવાશ અનુભવાય છે. આનંદ માટે આ અતિ ઉપયોગી છે.

આધુનિક પ્રવાહનાં દુરાચારો અને દુષ્ટોથી આપણી બહેનો-દીકરીઓ અને યુવાનોને બચાવવા હોય તો આપણે સંતોએ સમયનાં વહેણને પારખીને નવરાત્રિમાં રાસોત્સવ અવશ્ય ગોઠવવા જોઈએ.

નવરાત્રિ ઉત્સવ કે ધાર્મિક ભાવનાથી થતાં આનંદસભર રાસ-ગરબામાં આપણી ધર્મભાવનાને લાંછન લાગે એવા કાર્ય થાય તે હરગીજ યોગ્ય નથી.

# નવરાત્રિ એટલે શક્તિવર્ષાનું પર્વ

- પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી

હિન્દુ ધર્મ સંસ્કૃતિનાં મૂળમાં પંચદેવની ઉપાસનાની પરંપરાઓ છે. વિષ્ણુ, શિવ, ગણપતિ, પાર્વતી અને સૂર્યનારાયણની પાંચધારાઓ મુખ્ય છે. એમાં નવરાત્રિનું પર્વ એ પાર્વતી માતાજીનાં ઉપાસકોનું પર્વ છે. નવરાત્રિમાં સરસ્વતીદેવી, લક્ષ્મીદેવી અને કાલિકાદેવી એમ ત્રણ મહાશક્તિની ત્રણ ત્રણ દિવસ ઉપાસનાં આરાધના થતી હોય છે.

એક દૃષ્ટિએ જોઈએ તો આ ત્રણેય શક્તિની જરૂર બધાંને હોય જ છે. સરસ્વતી વિદ્યાઉપાસના, લક્ષ્મીજી અર્થ-સંપત્તિ દ્વારા પોષણ માટે અને કાલિકા વિધ્વંસિની છે અર્થાત્ ઉપાસકનાં વિઘ્નો દૂર કરે છે. આપણે સાત્ત્વિક ઉપાસનાવાળાને કાલિકાની વાત અનુકૂળ ન આવે તો પણ સરસ્વતી અને લક્ષ્મી વિના તો ચાલતું જ નથી. નવરાત્રિનાં આ દિવસોમાં મુખ્ય બાબત શક્તિ સંપાદનની છે. માતૃકા શક્તિની વાત શક્તિ ઉપાસકો માટે છે. પરંતુ સૌ કોઈ પોતપોતાનાં ઈષ્ટદેવની ઉપાસના નવરાત્રિ દરમિયાન કરે તો એનાં જીવનમાં અવશ્ય લાભ થવાનો જ.

હું મારા વ્યક્તિગત અનુભવની વાત કરું તો આ નવરાત્રિઓથી શરૂ કરીને આસો સુદ પૂર્ણિમા-શરદપૂર્ણિમા સુધીનું આ પર્વ મારી દૃષ્ટિએ હનુમાનજીની ઉપાસનાનું પર્વ છે. આ સમય દરમિયાન સુંદરકાંડ (રામાયણ)નાં પાઠ કરીને હનુમાનજીને અર્પણ કરવાથી આરાધનાં કરનારને ખૂબ જ લાભ થાય છે.

સમગ્ર બ્રહ્માંડમાં આ સમય દરમિયાન શક્તિના-ઉર્જાનાં સ્પંદનો પ્રગટે છે. જે ઉપાસનાં કરનારા છે, જે નિયમિત આરાધનાં કરનારા છે તેને આપોઆપ નવરાત્રિનાં પ્રારંભનો પણ ખ્યાલ આવી જાય છે. શક્તિનાં સ્પંદનો અને સ્રોતને ઝીલવા માટે પ્રત્યેક ધર્મનાં આરાધકે આ સમય દરમિયાન ઈષ્ટદેવની ઉપાસનાં અવશ્ય કરવી ઘટે.

આ પર્વમાં આપણાં ઈષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનની ઉપાસના, મંત્રજાપ, જનમંગલ અનુષ્ઠાન કે શાસ્ત્રનું પારાયણ કરવાથી પણ અલૌકિક આનંદનો અનુભવ થાય છે.

આપણી સ્વામિનારાયણ સંપ્રદાયની પરંપરામાં શક્તિઉપાસનાં અર્થાત્ દેવી-દેવતાની ઉપાસના થતી નથી, તે પણ ખાસ મલિન દેવી-દેવતાનાં સંદર્ભમાં નિષેધ છે. સાત્ત્વિક દેવતાઓ પ્રત્યે સંપૂર્ણ આદરભાવ છે, પૂજાવિધાન અને દર્શનનો પણ મહિમા કરવામાં આવેલ છે. તેથી દેવ-દર્શન, દેવપૂજન અને ખાસ દિવસોમાં તેનાં ઉત્સવો ઉજવવાની પણ પરંપરા આપણા સત્સંગમાં છે.

નવરાત્રિ પર્વની ઉજવણી પાછળ સામાજિક ઐક્યની ભાવનાં પણ રહેલી છે. શ્રીજીમહારાજે ઉત્સવો ઉજવ્યા. અનેક લોકોને સદાચાર માર્ગે પ્રેર્યા. મહારાજે લક્ષ્મીનારાયણદેવ, રાધા-રમણદેવ અને સિદ્ધેશ્વર મહાદેવ પધરાવ્યા, તેમાં લક્ષ્મી, પાર્વતી કે રાધાજીની પ્રતિષ્ઠા કરેલી છે. એનાંથી એ માતાજીનાં કે તે તે દેવનાં સ્વતંત્ર ઉપાસક થઈ જતા નથી. એ બધાં દેવો અને દેવીઓ શ્રીજીમહારાજે પધરાવ્યા છે તેથી આપણાં માટે આદરણીય અને દર્શનીય અને આરાધ્ય બની ગયા છે. દેવી-દેવતાનાં દર્શન-પૂજનથી કોઈ પતિવ્રતાની ભક્તિ ઓછી થઈ જતી નથી. સમાજ એક રહેવો જોઈએ, સમાજ ટકી રહેવો જોઈએ; એવી મુખ્ય ભાવનાં આવા ઉત્સવો અને પર્વો પાછળ નિહિત છે.

# નવરાત્રિ :
# લોકોનાં આત્માનું ગીત, સંગીત અને નૃત્ય

- દિલીપ ભટ્ટ

નવરાત્રિનો ઉત્સવ ગુજરાતની વૈશ્વિક આગવી ઓળખ છે. ગુજરાત, પ્રાચીનકાળમાં વહાણવટાનો પ્રદેશ. દુનિયાભરનાં બંદરો ઉપર ગુજરાતનાં વાવટા ફરકતા. વેપારીઓ અને ખલાસીઓ વર્ષાઋતુનાં પ્રારંભ પહેલા દેશદેશાવરથી વતન પાછા આવી જતા. ચોમાસા સિવાયનાં કોઈ ઉત્સવમાં ગુજરાતી ઘરે ન હોય. જુવાન તો ન જ હોય. એટલે એક સાથે નવ-દસ દિવસનાં ઉત્સવનું ઝૂમખું એને વતનમાં માણવા મળે, નવરાત્રિની પુરુષો લે છે તે ગરબીનો આ પણ ઐતિહાસિક સંકેત છે.

બીજી રીતે નવરાત્રિ સ્ત્રીસ્વાતંત્ર્ય પર્વ છે. પ્રાચીનકાળમાં સ્ત્રીઓ ઘૂંઘટ ખોલીને જ્યાં ગરબા લેતી ત્યાં પુરુષો જોવા ન જતા. મુક્ત અને પ્રસન્ન હાસ્ય સાથે સમાજની સ્ત્રીઓ ટોળે વળતી, સ્ત્રીઓ માટે સામાન્ય સંજોગોમાં પ્રતિબંધિત રાત્રિચર્યા માટે નવરાત્રિનાં દિવસોમાં અનુમતિ રહેતી. સ્ત્રીઓ સમૂહમાં નૃત્ય અને ગીતનું સંગમતીર્થ રચતી. એમની આ પ્રવૃત્તિને તત્કાલીન રૂઢિચુસ્ત સમાજ સાંખી લે એ માટે ગરબાનાં ગીતોનો મુખ્ય વિષય ભક્તિ જ રાખવામાં આવતો. કંઠોપકંઠ પરંપરાથી ગરબાની લોકગીત પ્રકારની રચનાઓ પંથકે-પંથકે થોડા ફેરફારો સાથે ગવાતી રહેતી. દીકરીઓ સાસરે જાય ત્યારે પિયરથી દેખીતો જે કરિયાવર લાવે તે ઉપરાંત પોતાનાં પિયરદેશનાં લોકસંગીતની અનેક કૃતિઓ કૂમળા કંઠમાં લોકવારસાઈ રૂપે લઈ આવતી. આમ દીકરીઓનું જવું અને પુત્રવધૂઓનું આવવું એ અનેક લોકરચનાઓનું એકથી બીજા પ્રદેશમાં જવું ને આવવું બની જતું.

દિકરીઓ સાસરે જાય એ પહેલાં એને રાત્રિનો પરિચય આપનારા જેમ જાગરણ જેવા તહેવારો છે તેવો જ અર્ધજાગરણનો આ ઉપરાઉપરી નવ દિવસનો તહેવાર છે. કેલેન્ડરનાં કે પંચાંગનાં આકાશમાં જુઓ તો એક સાથે આટલી બધી ઉત્સવમય રાત્રિઓનું નક્ષત્રમંડલ બીજે ક્યાંય જોવા મળતું નથી.

દિકરી જ્યારે ગરબો ઈંઢોણી પર મૂકી મસ્તક પર ધારણ કરે છે ત્યારે જાણે આખું ગગન મંડપ એણે શિરધર્યું હોય એવું લાગે છે. દહીં, દૂધ, છાશ કે પાણી માટેનાં પરિચિત પાત્ર ઘડામાં છિદ્રરચનાઓ રચી એમાં દીપ મૂકવાની જે લોકસમાજે પ્રથમ કલ્પના કરી તેણે આખા આકાશનું જ જાણે લઘુરૂપ અભિવ્યક્ત કર્યું છે. સામાજિક રીતે પણ ભારતમાં જ્યારે અંધકારયુગ હતો અને સ્ત્રીઓ પર પુરુષસમાજ કંઈક આધિપત્ય અને માલિકીભાવ ધરાવતો હતો એ જમાનામાં ચતુર સુજાણ ગુજરાતી કન્યાઓએ સીમા-મર્યાદાનું ઉલ્લંઘન કર્યા વિના ઉંબરો ઓળંગીને પરમ પવિત્ર આનંદનો હૃદય પર અભિષેક કરવાની આ યુક્તિ શોધી કાઢેલી છે.

શબ્દ ગમે તે હોય ને ઢાળ ગમે તે હોય, તો પણ સ્ત્રીઓ પોતાનાં સ્વરમાં આનંદ, વિષાદ, ઉત્સાહ, હર્ષ વગેરે ભાવોને અભિવ્યક્ત કરી શકે છે. પ્રાચીન કાળમાં નવરાત્રિએ સ્ત્રીઓને એવું વિશિષ્ટ અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય આપ્યું છે. કેટલાક ગરબાઓમાં સાસુ અને સસરા પ્રત્યે હળવી ટકોર પણ કરવામાં આવે, તો ક્યારેક જેઠ-જેઠાણી અને દેર-દેરાણીને પણ સ્ત્રીસહજ કટાક્ષનો લાભ મળે. કડવાશ વિનાની એ મધુર સરવાણીનો ક્યાંકથી વાણી કે લિપિ સ્વરૂપે આહ્લાદ પ્રાપ્ત કરવો એય એક લહાવો છે.

દયારામે પુરુષો માટે અઢળક ગરબીઓ લખીને ગુજરાતનાં ગામેગામનાં ચોકમાં સજીવન કરેલાં છે. દરિયાદેવનાં ખોળે રમીને આવેલા અને ખેતરમાં મહેનત કરી થાકેલા વિરાટ ગુજરાતી પુરુષોનાં સમાજનાં પગમાં દયારામે જે અજાયબ થનગનાટ મૂક્યો એણે જ કરાલકાળ જેવા સંઘર્ષમાં ઘરનાં મોભીઓને જોશ અને જોમ પૂરા પાડેલા છે. સૌરાષ્ટ્રમાં તો ગરબીની તાનમાં જેનાં પગ વીંછી કરડ્યો હોય એમ પછડાટ સાથે ઊંચકાય નહિ એ જુવાનનું જોબન અધૂરું ગણાય. આપણાં ગુરુકુળની સાંસ્કૃતિક પરંપરામાં આ ગરબીઓ હજુ આજેય એનાં મૂળભૂતરૂપો સચવાયેલી છે. એક

**અનુસંધાન પે. નં. ૧૩ ઉપર**

# સમાચાર દર્શન

## જન્માષ્ટમી મહોત્સવ

તારીખ ૨૮ ઓગષ્ટના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે લીલાપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનો પ્રાગટ્ય મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવવામાં આવ્યો. પ્રાગટ્ય મહોત્સવના કીર્તનગાન સાથે શરુ થયેલ આ મહોત્સવમાં પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ ભગવાન શ્રીકૃષ્ણની મધુર લીલાઓનું શ્રવણ કરાવ્યું હતું. બરાબર બાર વાગ્યાના સુમારે ભગવાન શ્રીકૃષ્ણના જયજયકાર સાથે પ્રાગટ્ય આરતી કરી હતી તથા ગુરુકુલના વિદ્યાર્થીઓએ પ્રાગટ્ય મહોત્સવનું નૃત્ય રજુ કરી ભગવાનની અનેક લીલાઓનું પણ દર્શન કરાવ્યું હતું. મહોત્સવના અંતે મોટી સંખ્યામાં ઉપસ્થિત ભક્તજનો પંચાજીરીનો પ્રસાદ લઈ છૂટા પડ્યા હતા.

## પૂજ્યપાદ જોગીસ્વામીની દ્વિતીય પુણ્યતિથિ

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની દ્વિતીય પુણ્યતિથિ શ્રાવણ વદ ૧૪ (૪ સપ્ટેમ્બર)ના રોજ ભજનભક્તિના વિવિધ આયોજનો સાથે ખૂબ જ ભક્તિભાવથી ઉજવાઈ. જેની આખી જિંદગી શ્રીહરિની મૂર્તિમાં રમતા રમતા વીતી એવા પૂજ્યપાદ જોગીસ્વામીની પુણ્યતિથિ નિમિત્તે છારોડી તથા અમદાવાદ ગુરુકુલમાં ભજનના અનેરા આયોજનો થયા. અમદાવાદ ગુરુકુલ, દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય તથા હોસ્ટેલના વિદ્યાર્થીઓ, મહિલા મંડળના બહેનો તથા હરિભક્તોએ અખંડ ધૂન, મંત્રલેખન, દંડવત્, પ્રદક્ષિણા, શાસ્ત્ર વાંચન વગેરે ભજનના અનેરા આયોજનો કરી પૂજ્ય સ્વામીને શ્રદ્ધાંજલી અર્પણ કરી. અમદાવાદ ગુરુકુલ ખાતે આજ રોજ અખંડધૂનનું આયોજન થયું. શરુઆતમાં ભક્તિ મહિલામંડળના બહેનો દ્વારા, ત્યારબાદ સમૂહમાં ધૂન કરવામાં આવી. ધૂનની પૂર્ણાહુતી બાદ પૂજ્ય જોગીસ્વામી ગુણાનુવાદ સભામાં પૂજ્ય શ્રીહરિદાસજી સ્વામીએ પૂજ્ય જોગીસ્વામીના અનેક પ્રસંગોનું વર્ણન કર્યું તથા અમેરિકાથી પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ વીડીયો કોન્ફરન્સ દ્વારા શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

આજરોજ સંતો, હરિભક્તો તથા વિદ્યાર્થીઓએ હૃદય કુટીએ વિશેષ ભજન-ભક્તિના આયોજનો કર્યા હતા.

## જળઝીલણી મહોત્સવ

ભજનભક્તિ અને ઉત્સવમય ચાતુર્માસના મધ્યાન્હે પરિવર્તિની એકાદશીનું અનેરુ મહત્વ છે. ક્ષીરસાગરમાં પોઢેલા ભગવાન આજરોજ પડખુ ફેરવે છે. ભક્ત માટે ભગવાન પડખુ ફેરવે એ પ્રસંગ પણ ઉત્સવનો બની જાય છે અને જળઝીલણી મહોત્સવના નામે ઉજવવામાં આવે છે. ગુરુકુલ પરિવાર નાઘેર રાણી મંછુન્દ્રીના કિનારે હિલોળા લેતા જળમાં ભગવાનને જળમાં ઝીલાવી અનેરો ઉત્સવ ઉજવે છે. આ વરસે પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીના પવિત્ર સાનિધ્યમાં ભવ્ય મહોત્સવ ઉજવાયો. ઉત્સવના પ્રારંભે ગામ ફાટસરથી સંતો-ભક્તો વાજતે ગાજતે મહોત્સવ સ્થળે પધાર્યા. નાવમાં વિહાર કરતા ભગવાન શ્રીહરિની આરતી કરી મહોત્સવનો પ્રારંભ થયો. પરમ પૂજ્ય હરિસ્વરુદાસજી સ્વામીએ પોતાની હળવી શૈલીમાં ભગવાનના આશરો તથા મહિમાનું વર્ણન કરી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીથી માંડી શાસ્ત્રીજી મહારાજ સુધીના સંતોએ નાઘેર પ્રદેશમાં કરેલ વિચરણની વાતો કરી હતી અને ગુણાતીત પરંપરાનો કેફ જાળવી રાખવા ભલામણ કરી હતી. પરમ પૂજ્ય શ્રીહરિદાસજી સ્વામીએ જળઝીલણી એકાદશીનું મહાત્મ્ય કહી ભગવાન શ્રીહરિની નિષ્ઠાની વાતો કરી હતી. પૂજ્ય સંતોના હસ્તે ગુરુકુલ દ્વારા પ્રકાશિત નૂતન કેલેન્ડરનું વિમોચન કરવામાં આવ્યું હતું.

ગુરુકુલના વિદ્યાર્થીઓએ નૃત્યો રજુ કર્યા, ભગવાનની ચાર આરતી થઈ, સદ્‌ગુરુ સંતોના આશીર્વાદ પ્રાપ્ત થયા અને મહોત્સવમાં પધારેલા હજારો ભક્તજનો અનેરા ઉત્સાહથી ઉજવાયેલા આ મહોત્સવને માણી ધન્યભાગી થયા. મહોત્સવના અંતે સહુ પ્રસાદ લઈ છૂટા પડ્યા હતા.

જળઝીલણી મહોત્સવ ઉપક્રમે અમરેલી અને ઉના જીલ્લાના ૬૦ થી ૭૦ જેટલા ગામોમાં ૨૦ જેટલા સંતોએ વિચરણ કરી ભક્તજનોને કથા વાર્તાનો લાભ આપ્યો હતો.

## પંચગવ્ય ચિકિત્સા પરિસંવાદ

તારીખ ૧૫ સપ્ટેમ્બરના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, **SGVP** ના આંગણે ગૌસેવા અને ગૌચર વિકાસ બોર્ડ, ગુજરાત દ્વારા પંચગવ્ય ચિકિત્સા પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પરિસંવાદના ઉદ્‌ઘાટનમાં દીલીપદાસજી મહારાજ (જગન્નાથ મંદિર, અમદાવાદ), ચરણદાસજી બાપુ, કે. પી. શાસ્ત્રી, આરોગ્ય મંત્રી શ્રી પરબતભાઈ પટેલ, શ્રી મહેન્દ્રભાઈ ત્રિવેદી, દિનેશ બ્રહ્મભટ્ટ વગેરે સંતો મહાનુભાવો પધાર્યા હતા.

આ કાર્યક્રમમાં દેશભરમાંથી પધારેલા વૈદ્યશ્રીઓએ પંચગવ્ય આધારિત પ્રવચનો કર્યા હતા તથા ગૌપ્રેમી મહાનુભાવોએ ગાયનો મહિમા કહી અનેક ક્ષેત્રે ગાયની ઉપયોગીતાનું વર્ણન કર્યું હતું. સમાપન સમારંભમાં ભાજપના નેતા શ્રી પુરુષોત્તમભાઈ રુપાલાએ પધારી સહુને પ્રોત્સાહિત કર્યા હતા. આ સમારંભમાં આયુર્વેદના વિદ્યાર્થીઓ, વૈદ્યો તથા ગૌપ્રેમી ભક્તજનોએ ગુજરાતભરમાંથી મોટી સંખ્યામાં હાજરી આપી હતી. આ કાર્યક્રમનું તમામ આયોજન ડો. વલ્લભભાઈ કથીરિયાએ કર્યું હતું તથા તમામ વ્યવસ્થા પૂજ્ય માધવચરણદાસજી સ્વામીએ કરી હતી.

પધારેલા સંતો-મહાનુભાવોએ **SGVP** સંચાલિત અમૃતારોગ્યમ્‌ની મુલાકાત લીધી હતી. અહીં થતા આયુર્વેદિક દવાના સંશોધનોને તથા ગાયોની થતી સેવાને બિરદાવી હતી.

## સીટાના ડો. રોબ લેવિલિ SGVPની મુલાકાતે

વાઈસ પ્રેસિડેન્ટ ઓફ ઈન્ટરનેશનલ સર્વિસીસ, એડવાન્સ એડ યુ.એસ.એ.ના શ્રી ડો. રોબ લેવિલિ **SGVP** ઈન્ટરનેશનલ સ્કુલની મુલાકાતે પધારતા પ્રિન્સીપીલ શ્રી સુનીતાસીંઘ, શ્રી જયદેવભાઈ સોનાગરા, હેમલભાઈ પંડ્યા, અમીતકુમાર તેમજ કે.જી.ના ભૂલકાઓએ ભાવભીનું સ્વાગત કર્યું હતું. ત્યારબાદ એસજીવીપી સંચાલિત દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયની મુલાકાતે શ્રી ડો. રોબ પધારતા વિદ્યાલયના પ્રિન્સીપાલ શ્રી અર્જુનાચાર્ય, શ્રી રામ સ્વામી, શ્રી મુનિવત્સલદાસજી સ્વામી વગેરેએ ભારતીય પરંપરા પ્રમાણે ભાવભર્યુ સ્વાગત કર્યુ હતું.

યુ.એસ.એ. સ્થિત એડવાન્સ એડ એ એવી વૈશ્વિક નેતૃત્વ ધરાવતી સંસ્થા છે કે જે શાળાઓ ઉત્તમ શૈક્ષણિક કાર્ય કરે છે એવી શાળાઓને માન્યતા આપે છે. આ સંસ્થા સાથે વિશ્વની ૩૫,૦૦૦ સ્કુલો જોડાયેલી છે. સાથે સાથે દુનિયાભરમાં ૭૦ દેશોથી વધારે દેશોમાં ૧૬૦ લાખ કરતાં પણ વધારે વિદ્યાર્થીઓની જવાબદારી એડવાન્સએડ સંભાળે છે. **SGVP** તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય બંન્ને એડવાન્સ એડ (સીટા ) માન્યતા પ્રાપ્ત સંસ્થા છે. ડો. રોબે પ્રથમ વખત એસજીવીપી સ્કુલની અને દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયની મુલાકાત લીધી અને પરંપરાગત વિષયોનો અભ્યાસ પણ આધુનિક પધ્ધત્તિથી થઈ શકે છે તે જાણી ડો.રોબ લેવિલિ ખૂબજ પ્રભાવિત થયા હતા.

# સત્સંગ યાત્રા - યુ.એસ.એ.

## શ્રી કૃષ્ણ જન્મોત્સવ - ડલાસ

શ્રી સ્વામિનારાયણ મંદિર ડલાસ ખાતે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પરમપૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં ભવ્ય જન્માષ્ટમી મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ ભગવાન શ્રી કૃષ્ણના પ્રાગટ્યના હેતુઓ વર્ણવી ભગવાનના લીલા ચરિત્રોનું ગાન કર્યું હતું. પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે, 'વિદેશોમાં રહીને પણ આ તમો લોકોએ જે સત્સંગ સાથે ભારતીય સંસ્કૃતિ ટકાવી રાખીછે તેથી અમોને ઘણોજ આનંદ થાય છે.' આ પ્રસંગે બાળ-યુવક મંડળના સભ્યોએ ધર્મ વિષે પ્રેરક પ્રેઝન્ટેશન રજુ કર્યુ હતું. ભગવાનના પ્રાગટ્યની આરતી બાદ 'નંદઘેર આનંદ ભયો જય કનૈયાલાલકી' ના નારા અને નાચ ગાન સાથે ધામધુમથી ઉત્સવ ઉજવ્યો હતો. આ મહોત્સવમાં મંદિરના ટ્રસ્ટીઓ તથા મોટી સંખ્યામાં હરિભક્તો હાજર રહ્યા હતા.

## સત્સંગ સભા :- શીકાગો

પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી પોતાના અમેરિકા ખાતેના સત્સંગ પ્રવાસ દરમિયાન પરમ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સંતમંડળ સાથે શીકાગો પધાર્યા હતા. અહીના શ્રી સ્વામિનારાયણ સત્સંગ મંડળ, શીકાગો દ્વારા સ્થાનિક સ્કુલના હોલમાં સત્સંગનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

અહી શ્રી સ્વામિનારાયણ સત્સંગ મંડળ, શીકાગો દ્વારા દર રવિવારે નિયમિત સત્સંગસભા તથા વિવિધ ઉત્સવો દ્વારા ધાર્મિક સંસ્કારોને જાળવી રાખવાનો અનેરો પ્રયાસ કરવામાં આવે છે. આજ રોજ સંતો પધારતા ભક્તજનો દ્વારા ઠાકોરજીને

વિવિધ ફુલોથી શણગારેલા હીંડોળામાં વિરાજમાન કરી ઝૂલાવવામાં આવ્યા હતા.

આ સભામાં પૂજ્ય સ્વામીજીએ ભક્તજનોને કથા શ્રવણનો મહિમા અને તેના પ્રકારોનું વર્ણન કર્યું હતું. આ પ્રસંગે પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા વિરસદથી પધારેલા સંતોએ ભક્તજનોને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. સભાના અંતે સહુભક્તજનોએ હીંડોળામાં બિરાજમાન ઠાકોરજી સમક્ષ નર્તન કરી પોતાનો ભક્તિભાવ પ્રગટ કર્યો હતો તથા બહેનો દ્વારા ખૂબ જ ભક્તિભાવથી ઠાકોરજીને અન્નકુટ ધરાવવામાં આવ્યો હતો.

## સત્સંગ સાધના શિબિર- પેન્સેન્વેલિઆ

અમેરિકાના પેન્સેન્વેલિઆમાં પોકોનો ખાતે પરમ પૂજ્ય સદ્‌ગુરુ માધવપ્રિયદાસજી સ્વામી તથા પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીની નિશ્રામાં ત્રીદિવસીય સત્સંગ સાધના શિબિર યોજાઇ. આ શિબિરમાં ન્યુયોર્ક, ન્યુજર્સી, પેન્સેન્વેલિઆ ઉપરાંત અમેરિકાના દૂરદૂરના પ્રદેશોના અનેક યુવાન ભાઇ-બહેનો જોડાયા હતા.

શ્રી બિરેનભાઇ સરધારાના સમર હાઉસના વિશાળ બેઝમેન્ટમાં ભગવાન શ્રીહરિની આરતી અને પૂજન સાથે આ શિબિરનો પ્રારંભ થયો હતો. આખા દિવસ દરમિયાન ચાલતા વિવિધ સત્રોમાં પૂજ્ય સ્વામીજી તથા પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ વિવિધ વિષયો ઉપર સુંદર છણાવટ કરી હતી.

સાધના શિબિરના બીજા દિવસે કોઇમ્બતુર તેમજ પોકોનો ખાતેના આર્ષવિદ્યા મંદિરના સ્થાપક વયોવૃદ્ધ અને વિશ્વપ્રસિદ્ધ સંત સ્વામી દયાનંદ સરસ્વતીજી મહારાજ નાદુરસ્ત તબિયત હોવા છતાં સ્વામીજી પ્રત્યેના અગાધ પ્રેમના કારણે શિબિરાર્થીઓને આશીર્વાદ આપવા માટે ખાસ ઉપસ્થિત રહ્યા હતા અને પોતાના અંતરની પ્રસન્નતા વ્યક્ત કરી હતી. હિન્દુધર્મ આચાર્ય સભાના મહામંત્રી શ્રી પરમાત્માનંદજી મહારાજ પણ આ પ્રસંગે ખાસ ઉપસ્થિત રહ્યા હતા.

બીજા દિવસની શિબિરનું બપોર પછીનું સત્ર પોકોનોના વિશાળ અને હરિયાળી પર્વતમાળાના શિખર ઉપર રાખવામાં આવ્યું હતું. આ સાધના શિબિર દરમિયાન ઉપસ્થિત ભાઇ બહેનો સાથે રસપ્રદ પ્રશ્નોત્તરી રાખવામાં આવી હતી. જેમાં પૂજ્ય સ્વામીજી દ્વારા સામાજિક અને વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી જ્ઞાન વર્ધક પ્રશ્નોના સમાધાન મેળવી સહુ શિબિરાર્થીઓએ જીવનનો અનેરો લ્હાવો લીધો હતો.

ત્રીજા દિવસે પરમાત્માના પૂજન સાથે આ વિશિષ્ટ શિબિરની ભાવપૂર્ણ પૂર્ણાહૂતિ થઇ હતી. આ શિબિરમાં શાર્લોટ, ન્યૂઝર્સી, કેનેડા, રીચમંડ, લેન્સડેલ વગેરે શહેરોમાંથી ભક્તજનો તથા ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ ઉપસ્થિત રહ્યા હતા. દૂર દૂરથી આવેલા શિબિરાર્થીઓના ઉતારા તથા રસોડાની તમામ સેવા ઉત્સાહી ભાઇ બહેનોએ ઉપાડી લીધી હતી.

## જળઝીલણી મહોત્સવ :- ડાઉની

પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી પોતાના અમેરિકા ખાતેના સત્સંગ પ્રવાસ દરમિયાન પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પરમ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સંતમંડળ સાથે કેલીફોર્નીયા સ્ટેટના શ્રી સ્વામિનારાયણ મંદિર ડાઉની પધાર્યા હતા અને જળઝીલણી એકાદશીનો ઉત્સવ ખૂબ જ ધામધૂમથી કરવામાં આવ્યો હતો. સ્વામીજી ડાઉની પધારતા મંદિરના મહંત શ્રી દેવપ્રકાશદાસજી સ્વામી તથા આગેવાન કાર્યકર્તાઓએ સ્વામીજીનું ભાવપૂર્ણ સ્વાગત કર્યું હતું.

મંદિરમાં યોજાયેલ જળઝીલણી મહોત્સવની સભામાં પૂજ્ય સ્વામીજીએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા. પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો તથા અહીં વરતાલ ગાદીના પીઠાધીશ્વર આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજની છત્રછાયામાં ભવ્ય મંદિર તૈયાર થઇ રહ્યું છે તે વહેલાસર પૂર્ણ થાય તેવી શુભેચ્છા વ્યક્ત કરી હતી. સ્થાનિક મંદિરના મહંત શ્રી દેવપ્રકાશદાસજી સ્વામીએ **SGVP** દ્વારા જે સત્સંગ અને સમાજની સેવા થઇ રહી છે તેને મુક્તકંઠે બિરદાવી હતી.

આજરોજ જળઝીલણી એકાદશી હોવાથી નાનકડાં વોટરપુલમાં ઠાકોરજીને નૌકાવિહાર કરાવ્યો હતો. કીર્તનોની રમઝટ સાથે પાંચ પાંચ આરતીઓ ઉતારવામાં આવી હતી. ખરેખર આ મહોત્સવ ભારતની પુણ્યભૂમિની યાદ અપાવનાર હતો. મહોત્સવના અંતે સર્વભક્તોએ મહાપ્રસાદ લીધો હતો. આ મહોત્સવને સફળ બનાવવા સ્થાનિક સંતો અને ભાઇ-બહેનોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. આ પ્રસંગે અમરેલી વિસ્તારના ગાંધીવાદી કાર્યકર પ્રાગજીભાઇ નાકરાણીના અક્ષરવાસ નિમિત્તે શ્રદ્ધાંજલી સભા રાખવામાં આવી હતી.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)ને આંગણે
સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં

# દિવ્ય શરદોત્સવ

તારીખ : ૧૮ ઓક્ટોબર, શુક્રવાર
રાત્રે ૮ : ૩૦ કલાકે

આ પાવનકારી મહામહોત્સવમાં સંત દર્શન, કથાવાર્તા, સમૂહ રાસ-ગરબા, આરતી વગેરે આયોજનોનો લાભ લઇ ધન્ય બનીએ

---

# શ્રી ઘનશ્યામ મહારાજ પાટોત્સવ

જળ યાત્રા :- તા. ૧૭ ઓક્ટોબર
સાંજે ૫:૩૦ કલાકે
મહાભિષેક :- તા. ૧૮ ઓક્ટોબર
સવારે ૬ : ૪૫ કલાકે
અન્નકુટ દર્શન :- સવારે ૯:૩૦ કલાક

## ગુરુકુલ ગૌરવ

**શ્રી વિજયભાઇ નાનુભાઇ ભરાડ :-** SGVP ઇન્ટરનેશનલ સ્કુલના સંગીત શિક્ષક શ્રી વિજયભાઇ ભરાડને દિલ્લી સ્થિત અવંતિકા સંસ્થા દ્વારા 'બેસ્ટ ટીચર ઓફ મ્યુઝીક'નો એવોર્ડ એનાયત કરવામાં આવ્યો છે. વિજયભાઇની આ સિદ્ધિ બદલ સદ્‌ગુરુ સંતોએ તેમને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## શ્રદ્ધા સુમન

**શ્રી જયાબેન મોહનભાઇ સાંગાણી :-** ગામ ખોરાણા નિવાસી શ્રી જયાબેન તારીખ ૧૦, સપ્ટેમ્બરના રોજ ૬૮ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રી હરિ પોતાનું સુખ આપે તથા વિનોદભાઇ, દેવ વગેરે પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

નોંધ :- આગામી નવેમ્બર માસમાં યોજાનારી ઋષિકેષ સત્સંગ સાધના શિબિરમાં જવા માટે સંસ્થા દ્વારા બસની વ્યવસ્થા કરવામાં આવી છે. જે ભક્તજનો બસ દ્વારા ઋષિકેષ જવા ઇચ્છતા હોય તેમણે અહીં સંપર્ક કરવો.
મો. નં.૯૮૨૫૨ ૧૦૦૯૬,૯૦૯૯૦૯૨૫૫૬.

## આગામી આયોજન

૦૧/૧૦/૧૩ ઇન્દિરા એકાદશી, મંગળવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.
૧૩/૧૦/૧૩ શ્રીહરિ જયંતિ, રવિવાર, સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક, મેમનગર ગુરુકુલ.
૧૫/૧૦/૧૩ પાશાંકુશા એકાદશી, મંગળવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.
૧૮/૧૦/૧૩ શરદપૂર્ણિમા મહોત્સવ, શુક્રવાર, સાંજે ૮:૩૦ કલાકે, છારોડી ગુરુકુલ.
૩૦/૧૦/૧૩ રમા એકાદશી, બુધવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

શ્રી સ્વામિનારાયણ મંદિર ડલાસ ખાતે સત્સંગ સભામાં ઉપસ્થિત પૂજ્ય સદ્‌ગુરુ સંતો તથા ભક્તજનો

સત્સંગ સભા, શ્રી સ્વામિનારાયણ મંદિર શિકાગો

સત્સંગ સભા, શ્રી સ્વામિનારાયણ મંદિર ડાઉની

સત્સંગ સભા, માય ઓલ્ડ હોમ એડલ્ટ કેર-ન્યુજર્સી

SGVPની મુલાકાતે સીટાના વાઇસ પ્રેસિડેન્ટ ડો. રોબ લીવિલિ

1. Sadguru saints and devotees in Satsang Assembly at Shree Swaminarayan Temple, Dallas.
2. Satsang Assembly : Shree Swaminarayan Temple, Chicago. 3. Satsang Assembly : Shree Swaminarayan Temple, Downey. 4. Satsang Assembly : My Old Home care, New Jersey.
5. Visit of Dr. Rob Leveillee, Vice-President (International Services), AdvancED, USA

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

દ્રોણેશ્વર ખાતે જળઝીલણી મહોત્સવમાં કથાવાર્તાનો લાભ આપતા તથા ઠાકોરજીને જળમાં ઝીલાવતા પૂજ્ય સંતો

જન્માષ્ટમી મહોત્સવમાં હીંડોળામાં ઝુલતા ભગવાન શ્રીકૃષ્ણ તથા પ્રાગટ્ય મહોત્સવમાં પધારેલા ભક્તજનો

જોગીસ્વામીની પુણ્યતિથિ નિમિત્તે હૃદય કુટીરે ધુન કરતા વિદ્યાર્થીઓ

પંચગવ્ય ચિકિત્સા પરિસંવાદમાં ઉપસ્થિત સંતો-મહાનુભાવો

1. Jal Zilani Mahotsav : Saints addressing the assembly and sailing with Thakoraji.
2. Janmashtami Mahotsav : Hindola Darshan & Devotees celebrating the festival. 3. Students performing Dhoon at Hriday Kutir on 2nd *Punya Tithi* of Pujya Shree Jogi Swamiji. 4. Dignitaries present in Conference of Panch-Gavya Diagnosis.